# મેવાડના અણમોલ જવાહિર

યાને

# આત્મ બલિદાન

સંશોધક અને પ્રકાશક
વોરા ભોગીલાલ રતનચંદ
રાજકવિ ધરમપુર સ્ટેટ
ઝવેરીવાડ, પટણીની ખડકી,
અમદાવાદ.



કિં. રૂા. ૪-૦-૦

# અભિપ્રાય.

## શ્રીયુત્ મોહનલાલ દલીચંદ દેસાઈ બી. એ. એલ એલ. બી. હાઈકોર્ટ એડવોકેટ–મુંબઈ

વીરતાની ભૂમિ તે મેવાડ; તેના ખૂણે ખૂણે શુરવીરો અને વીરાંગનાના પાળીઆ સાંપડે છે. મોગલ પાદશાહો સામે અડગ અને ટેકીલો રાજપૂતાના–રાજસ્થાનના દેશો પૈકી કોઈ પણ રહ્યો હોય તો તે પ્રતાપ રાણાનો મેવાડ દેશ. તે પ્રતાપી પ્રતાપને અણી વખતે પોતાનું સર્વસ્વ અર્પનાર જૈન વણિકવીર ભામાશાનું સ્થાન મેવાડની હયાતી સુધી જીવંત રહેશે.

એ મેવાડ દેશના ઈતિહાસનો વિષય લઇ શ્રીયુત ભોગીલાલ રતનચંદ વોરાએ એક પુસ્તક લખ્યું અને તેને ‘મેવાડના અણમોલ જવાહિર યાને આત્મ બલિદાન’ એ સાર્થક નામ આપ્યું. આ હિમ્મત માટે તેને શાબાશી ઘટે છે.

શ્રી ભોગીલાલને હું ઘણાં વર્ષોથી ઓળખું છું. જાહેર હિતની સંસ્થા જીવદયા મંડળી વગેરેના આશ્રય નીચે તેણે ઘણી સેવા કરી છે. તેઓ ગમે તે સમયે હૃદયના ઉંડાણમાંથી શબ્દો જેમ જેમ આવતા જાય તેમ તેમ તેની પદ્યમાં ગુંથણી સભા સમક્ષ મૂકી શકે છે, પોતાના બુલંદ અને સંગીતમય સૂરથી સભા જનોને રંજિત કરી શકે છે, અને ઘણી વખત અણધારી પ્રબલ અસર શ્રોતાઓ પર પાડી શકે છે.

તેમની સ્મરણ શક્તિ અજબ છે–એ વાત ભાવનગરની જૈન ધર્મ પ્રસારક સભાના સુવર્ણ મહોત્સવ પ્રસંગે તેમણે દાદાજીના મંદિરમાં ઇલાયચીકુમારની કથા પર કવિતામાં સળંગ વ્યાખ્યાન આપ્યું ત્યારે મને પ્રત્યક્ષ થઇ. આવાં વ્યાખ્યાનો તેમણે પચાસ સો જૈન કથાઓના સાગરમાંથી દોહન કરી રચ્યાં છે અને તે દ્વારા સમાજના અશિક્ષિત સમૂહ પર નીતિબોધ અને વર્તમાન આવશ્યક સુવિચારો ઠસાવી આવકારદાયક વાતાવરણ જમાવી શકે છે. ઠંડા વિનોદથી હસાવી શકે છે, હૈડાના મર્મભાગને સ્પર્શી કરૂણતા ઉત્પન્ન કરી શકે છે. આ શક્તિનું મૂલ્ય ઘણું છે. તેનો ઉપયોગ સમાજ જેમ વધુ પ્રમાણમાં લે તેમ વધુ લાભ છે. ગમે તે મેળાવડામાં, સારા પ્રસંગોમાં, ઉત્સવોમાં, તેમને બોલાવો ત્યારે તે પોતાની સેવા પ્રેમ પૂર્વક આપવા માટે હાજર થઇ જાય છે.

તેમનામાં શીઘ્રતાથી શબ્દ સમૂહને કવિતામાં મૂકવાની શક્તિ છે તેથી તેઓ કવિ–શીઘ્રકવિ કહેવાય છે. એ શક્તિને વિશેષ કેળવવાની જરૂર છે, છંદના

ચોગઠામાં શબ્દોને બરાબર મૂકી શકાય, માત્રા મેળ–અક્ષરમેળ સાધ્ય થાય, પ્રાસ સહજરીતે ગોઠવાય, એટલી યોગ્યતાતો અવશ્ય પ્રાપ્ત કરી લેવી ઘટે, વળી લેખનકળામાં શબ્દોની યથાર્થ જોડણી રાખવી જોઈએ. હ્રસ્વ દીર્ઘ ગમે તેમ મૂકવામાં ભાષાની શુદ્ધિ નથી. તે તરફ કાળજી ભર્યું લક્ષ રાખવામાં આવશે એવી ભલામણ ભોગીલાલભાઇને કરવા રજા લઉં છું.

કવિને આશ્રય આપનાર રાજ દરબારો હતા. તે પ્રથા અત્યારે આપણાં દેશી રાજ્યોમાં દેખાતી નથી. ધરમપુરના દિલાવર રાજવીએ ભોગીલાલભાઈને પોતાના રાજ્યના કવિ નીમી તે પ્રથા સાચવી છે તે માટે રાજવી ને કવિ બંનેને અભિનંદન.

આ મેવાડના પૂર્વ રાજાઓના ગૌરવશાલી વૃત્તાત તેમજ તે દેશનો ઇતિહાસ આપવામાં, કવિએ ઠીક મહેનત લીધી છે. વીર વિનોદ, મારો જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ આદિ કેટલાંયે પુસ્તકોનો આધાર લઇ તે પર પોતાની રચના કરી છે. રાજવીઓનાં, શિલ્પકલાના ભવ્ય નમુના રૂપ જૈન મંદિરોનાં ચિત્રોથી તેને ચિત્રમય કર્યું છે. ભાષા સાદી અને આડંબર રહિત છે. તેમાં કાવ્યમય સંવાદો પણ પોતાના રચેલા મૂકયા છે. જાણવા યોગ્ય લોક ભોગ્ય બાબતોને સ્થાન આપ્યું છે. આથી સામાન્ય જનતાને રસીલું અને મનપસંદ વાંચન મળી રહેશે.

મેવાડ દેશની રાજધાની આઘાટ ને પછી ટેકરી પરનું ચિત્તોડ, ને ત્યાર પછી ઉદયપુર, ચિત્તોડની જાહોજલાલી મશહૂર છે–આજ ત્યાં જૂના મહેલો મંદિરોનાં ખંડેરો વિદ્યમાન છે કે જેને સમરાવવા માટે ખાસ પ્રયત્નો રાજતરફથી કે તે મંદિરોનાં માનવાવાળાથી લેવાયા કે લેવાતા નથી એ ખેદનો વિષય છે. ત્યાં જૈન મંદિરો–મૂર્તિઓ, કીર્તિસ્તંભ વગેરે જૈનોના પૂર્વ વૈભવની સાબીતી રૂપ અનેક સામગ્રીઓ છે, કે જેમનું સવિસ્તર વર્ણન કરવાને માટે હજુ કોઈ જૈન પુરાતત્ત્વી મળ્યો નથી તેમ એવો પુરાતત્ત્વી જૈન સમાજે મેળવી કાર્ય લીધું નથી. ચિત્તોડના રહેવાસી સમર્થ જૈનાચાર્ય શ્રીમદ્ હરિભદ્રસૂરિ હતા એમ તેમના વૃત્તાંતમાંથી જણાય છે, મૂળ ચૈત્યવાસીને પછી ખરતરગચ્છના થએલા શ્રી જિનવલ્લભસૂરિ જેમણે ચૈત્યવાસ સામે બળવો કરી 'વિધિચૈત્ય' અને તે માટેના નિયમોની સ્થાપના કરી તેમણે પોતાના કાર્યની ભૂમિ તરીકે ચિત્તોડને પસંદ કર્યું હતું ને ત્યાં અનેકને પોતાના ઉપદેશના રાગી અને ભક્ત કર્યા હતા અને ચૈત્યવાસી આચાર્યોથી વ્યાપ્ત એવા મેવાડ આદિ દેશોમાં વિહાર કરી ચિત્તોડને બીજાં નગરોમાં વિધિચૈત્યની પ્રતિષ્ઠા કરી હતી. આ માત્ર દૃષ્ટાંત રૂપે છે, અસંખ્ય જૈનાચાર્યો તે દેશમાં થયા છે કે જેમણે શાસનની સેવા વિધવિધ રૂપે કરી છે કે જેના અવશેષો પુષ્કળ પ્રમાણમાં શોધકને મળી આવે તેમ છે, તે અવશેષો પૈકી થોડા શિલાલેખો ગ્રંથકારે આરંભમાં મૂકેલ છે.

ગૂજરાતના જૈન રાજવી શ્રી કુમારપાળે ચિત્તોડ સર કર્યું હતું અને ત્યાર પછી ગૂજરાતના રાજ્યથી સ્વતંત્ર બની ત્યાં રાજપૂતોના હસ્તમાં રહ્યું. સીસોદીયા રાજપૂતોનું ગૌરવ મુખ્યરીતે મજહૂર છે. તે રાજપૂત રાજવીઓના મંત્રીઓ તરીકે જૈનોએ રાજવહિવટ કરી પ્રખ્યાતી મેળવી હતી. મેવાડ આદિ દેશોમાં ઓસવાલ જૈનોએ મંત્રીપદ ઉપરાંત સેનાધિપતિનાં પદ પણ યોગ્યતાથી સાચવી રાખ્યાં હતાં, સંગ્રામરણે ચઢી પોતાના રાજવીની ટેકજાળવી હતી. રાણા પ્રતાપસિંહના રાજ્ય કાલમાં ભામાશાની રાજસેવા ઇતિહાસ પસિદ્ધ છે; છતાં તેની સેવા તેણે કરી નહોતી એવા પ્રયાસ હાલમાં થયા છે એ જાણી ખેદ થાય છે. ભામાશાહના પુત્ર જીવાશાહને મંત્રીપદ મળ્યું હતું. એ ઉપરાંત ઇતિહાસના સહૃદય પ્રમાણિક પ્રેમી શોધકને અનેક જૈનોની રાજસેવા મળી આવશે. ગૂજરાતના રાજપૂત રાજાઓના વિમલશા, ઉદયન, શાંતુ, વસ્તુપાલ તેજપાલ આદિ જૈન મંત્રીઓનો ઇતિહાસ પ્રાચીન પ્રબંધકારોએ જે રીતે સાચવ્યો છે, તે રીતે દુર્ભાગ્યે રાજસ્થાનમાં પ્રબંધકારો ન થવાથી તેના મંત્રીઓનો સચવાયો નથી; છતાંયે અનેક અપ્રકટ 'ખ્યાત' માંથી તેમના સંબંધી હકીકતો મેળવી લેખબદ્ધ કરવાની જરૂર છે. આવા મંત્રીઓ પૈકી ભામાશા ઉપરાંત રાજસિંહ રાણાના મંત્રી દયાલશા સંબંધી કર્ત્તાએ એક સ્વતંત્ર પ્રકરણ ( ૧૪ મું ) વિસ્તારથી આપ્યું છે.

આ રીતે મેવાડના ઇતિહાસમાં જૈનોનું પણ સ્થાન છે તે બતાવાયું છે. તેના દરેક પ્રાચીન અને અર્વાચીન નગરના ઇતિહાસમાં ઉતરીશું-દા. ત. દેવકુલપાટક કે જે સંબંધી મુનિશ્રી વિદ્યાવિજયજી એ શિલાલેખ વગેરે એકઠા કરી સારી સામગ્રી પૂરી પાડી છે-તો જૈન શાસનના જયવંતા આ લેખનનાં રમ્ય પ્રકરણો પૂરાં પાડી શકાય તેમ છે. શ્રી મ્હારા જેવા સાહિત્ય રસિક બંધુઓ વિશેષ ઉદ્દભવી તે કાર્ય ઉપાડી લે એમ ઇચ્છીશું. આમાં મેવાડના મુખ્ય નગરો, કેશરીયાજી આદી તીર્થો વગેરેનો ટુંક અહેવાલ મૂકવામાં આવે એવી સૂચના છે.

સંશોધનનું તત્ત્વ અમુક અંશે આ ગ્રંન્થમાં છે, તેનો વિકાસ અને વિસ્તાર આવાં પુસ્તકોમાં સવિશેષ અપેક્ષિત છે. એ કાર્યમાં જૈનો અને જૈન ધર્મના ઉપાસકો-અનુયાયીઓની પ્રાચીન અને વર્તમાન દશાની તુલના લક્ષમાં લેવા જેવી છે.

આ પુસ્તકને સમાજ ઉત્તેજન આપશે, અને દરેક પુસ્તકાલય સંઘરશે એ આશા સાથે અટકતો.

તા. ૩-૫-૧૯૪૦<br>મુંબઈ

મોહનલાલ દલીચંદ દેસાઈ

# ઇતિહાસની પ્રણાલિકા

## શેઠ ચીમનલાલ વાડીલાલ શાહ. મુંબઇ

ભારત ભૂમિના પ્રાચીન ગૌરવમાં જૈનોનો હિસ્સો નાનોસૂનો નહોતો–આજનાં ઇતિહાસ તરીકે ઓળખાતાં અને ગોઠવાતાં અનેક પુસ્તકો છતાં આ વાતને–હકીકતને જોઇએ તેવો ન્યાય મળ્યો નથી આમ છતાં તે તરફ આપણી દૃષ્ટિ ગઇ નથી તે આપણી શરમનો નહી તો દીલગીરીનો વિષય તો અવશ્ય લેખાય.

જૈન ધર્મના ઉમદા સિદ્ધાંતોમાં ઉપદેશાયેલ ત્યાગ, શૌર્ય, વીરતા, પુરૂષાર્થ અને દાન સાથે વિવેકની મૂર્તિ સમી અનેક વ્યક્તિઓ આ પવિત્ર ભારતભૂમિ ઉપર જન્મ લઇ પોતાનું જીવન માત્રજ નહી પરંતુ દેશનું જીવન ઉજાળી ગઇ છે. પોતાની ક્રોડો–અબજોની મિલ્કતોને દેશદાઝના યજ્ઞમાં ઉદારતા દાખવવાની દૃષ્ટિએ–મોટા ગણાવવાની દૃષ્ટિએ નહી પરંતુ માત્ર ધર્મ સમજી, ફરજ સમજી હોમી દેનાર ભામાશા; દેશની ઇજ્જત–ટેક અને ગૌરવ સાચવવા માટે પ્રાણને–જીવનને મુઠ્ઠીમાં લઇ ઘુમનાર દયાલશા, અને અન્ય મહારથીઓનાં જીવનો હજુ આપણાથી–આપણા સમાજથી અપરિચિત જ રહ્યાં છે.

માત્ર પુરૂષો જ શા માટે? ધર્મ પાલનમાં સ્ત્રીઓ પણ ક્યાં પાછળ રહી છે? વિરાંગના પાટમદે જેવી સ્ત્રીઓના જીવન ચરિત્રો આજની પ્રજામાં ફરતાં કરવામાં આવે તો કોણ કહી શકશે કે જૈન ધર્મ કાયરોનો ધર્મ છે?

આ બધાં જૈન રત્નોનો પરિચય કરાવવો એટલે એક રીતે તો જૈનધર્મનો પુનરૂદ્ધાર કરવાનો પ્રયત્ન જ લેખાય. આવાં પરિચયો આપતાં પુસ્તકો જ આજે ધર્મથી–સાચા ધર્મથી વિમુખ બનતાં આપણા ધર્મીભાઇઓને ઉપદેશાત્મક જ નહી પરંતુ પ્રેરણાદાયી નીવડી શકે. પરંતુ આ દિશા તરફ આપણા કમભાગ્યે આપણી કોઇ પણ સંસ્થાએ બહુ જ ઓછું લક્ષ આપ્યું જણાય છે.

આવા સમયે પોતાનાં પરિમિત સાધનો સહિત શ્રીયુત ભોગીલાલભાઇ આ દિશાએ દૃષ્ટિ દોડાવે છે, તે ખરેખર આશા, આનંદ અને સંતોષનો વિષય લેખાય. રાજકવિ શ્રી ભોગીલાલભાઇનો પરિચય જૈન સમાજને આજે છેલ્લા બે દસકા કરતાં વધુ સમયથી છે. તેઓની ધર્મ પ્રત્યેની લાગણી, અનેક જાહેર સંસ્થાઓ પ્રત્યેની મમતા અને સેવા ઉપરાંત પ્રત્યેક હાથ ધરવામાં આવતાં વિષયમાં ઓતપ્રોત થઇ જવાની ધગશ જાણીતીજ છે. પ્રસંગને અનુરૂપ કાવ્ય

કોઇપણ જાતનો સમય લીધા સિવાય શીઘ્ર બનાવી શકવાની તેઓની શક્તિએ તેઓનું સ્થાન સમાજમાં ઉંચે ચઢાવ્યું છે. આ તેમની શક્તિની કદર કરે તેવો જૈન હજુ શોધવોજ રહ્યો છે આમ છતાં કદર અને બદલાની લાલસા સિવાય જ જેને કર્તવ્યનો પંથ નક્કી કરી એ રસ્તે આગળ ચાલવુ છે તેનો ઉત્સાહ સદાય એક સરખો જ રહે છે.

આ પુસ્તકનું નામ તેની અંદરના વિષયોનો ખ્યાલ આપી શકે છે. ભારત ભૂમિની ઇજ્જતના હાર્દરૂપ મેવાડને અને તે મેવાડનું નામ અને ટેક ટકાવી રાખનાર રાણા પ્રતાપને કયો ઈતિહાસકાર ભૂલી શકે તેમ છે? પરંતુ આ ટેકના નિભાવ પાછળ, આ ટેકીલાઓને પ્રાણ, પ્રેરણા અને પુરૂષાર્થ અર્પનાર ઘણીએ વ્યક્તિઓનો ઇતિહાસ ઢંકાએલો પડયો છે. આ વ્યક્તિઓમાંની મોટે ભાગની જૈન જ હતી. જો તેઓના જીવનની સ્હેજ પણ ઝાંખી થાય-તેમાંથી પ્રેરણા મેળવવાના પ્રયાસ થાય તો આજના જૈન સમાજમાં અનેક નવચેતન આવે. આવો પ્રયાસ આ પુસ્તકદ્વારા શ્રી ભોગીલાલભાઇએ સફળતાપૂર્વક કર્યો છે. આવાં પુસ્તકો બનાવતાં કેવો અને કેટલો ખર્ચો, કેવી અને કેટલી મુશ્કેલીઓ તેમજ પરાધિનતાએઃ ભોગવવી પડતી હશે તેનો ખ્યાલ તો આવાં કાર્ય હાથ ધરનારને જ આવી શકે. આ અને આવાં પુસ્તકોનો પાત્ર વાંચવા ખાતર જ નહી પરંતુ આપણા સમાજ પ્રત્યેની ફરજ ખાતર પણ ઉપાડી લેવાં જોઇએ-પ્રત્યેક સંસ્થા, લાયબ્રેરી અને ઘરમાં વસાવી લેવાં જોઇએ એમ મારૂં માનવું છે.

તા. ૫-૫-૧૯૪૦
મુંબઇ.

ચીમનલાલ વાડીલાલ શાહ
તંત્રી શ્રી 'જૈન બન્ધુ'

# ઇતિહાસની ઉપયોગીતા

## શ્રીયુત અમરચંદ માવજી શાહ

પૂર્વજોના ઉજ્વલ ઇતિહાસો સંગ્રહી રાખવાનું અને તેને વર્તમાન જીવન સમક્ષ આદર્શ રાખવાનું પ્રવૃત્તી ચાલુજ છે. શાળાઓમાં પણ એનું શિક્ષણ દેવાય છે, તેનું મુખ્ય કારણ બાળજીવનના ઘડતરમાં એ શૌર્યવંતા, કીર્તિવંતા, દાનશુરતાના આદર્શ કેળવવામાં ઇતિહાસ મહાન ફાળો આપે છે એનાથી બાળજીવન ઉપર ઉગતા છોડ ઉપર અજબ છાપ પડે છે, અજબ પરિવર્તન થાય છે, તેના રોમાંચ ખડા થાય છે. એવા ઉજ્વલ કાર્યો કરવાના તરંગોથી હારમાલા તેના અંતરમાં ઉદ્દભવે છે, અને આવા સુસંસ્કારોથી પ્રજામાં એવા પુરૂષોનો વેલો અખંડ રહે છે. દાખલા તરીકે 'દેશ માટે ભામાશાહની અપૂર્વ ભેટ'ની વાત ઇતિહાસ કહે તો આવ્યો અને ત્યાર પછી અનેક જનોએ એ આદર્શથી દેશ સેવામાં કિંમતી ફાળો આપવામાં પ્રેરાયા હશે.

ઈતિહાસો એનાજ લખાય છે, જેણે પ્રજા રક્ષણ માટે શુરવીરતા દાખવી હોય, પરમાર્થ માટે આત્મભોગ આપ્યો હોય, અઢળક દાન આપ્યા હોય, એવા આદર્શો ઊગતી પ્રજામાં ઉતારવા માટે ઈતિહાસ એ અણમૂલ સાધન છે.

એવો એક શુરવીરતાથી ભરપૂર જૈન જગતની પૂર્વ જાહોજલાલીના કીર્તિ-સ્તંભો હજુ પણ જ્યાં ખડા છે એવો મેવાડ દેશનો ઈતિહાસ જૈન સમાજની, ગારવતા વધારવામાં ઊગતા જન બાળકોને પૂર્વજોની કીર્તિના યશ ડંકા સંભળાવવા "મેવાડના અણમોલ જવાહિર યાને આત્મ બલિદાન" જૈન જગતની વરસો થયા અનુપમ સેવા કરનાર પોતાની મધુર વાણીથી જૈનો તેમજ જૈનેતરોમાં પ્રસિદ્ધ થએલા રા. રા. કવિશ્રી ભોગીલાલ રતનચંદ વોરાએ ઘણીજ જહેમત ઉઠાવી એ દટાઇ ગએલી જાહોજલાલી, ખંડેર થતાં કીર્તિસ્તંભો અને ભુંસાઈ જતા ઇતિહાસને જુનો સ્વરૂપે—જૈન જગત સમક્ષ રજુ કરે છે.

એમની અંતઃકરણની ધગશથી પ્રગટ થયેલો આ ગ્રંથ જૈન સમાજના ઘટતા ગૌરવમાં વધારો કરે, અને એનો ઉદ્ધાર કરવામાં સૌ કોઈ પોતાનો ફાળો આપે અને સમાજના આવા રત્નોની કદર કરે.

ઇચ્છું છું કે એમની એ સેવા ઈતિહાસને પાને અમર રહો.

તા. ૩-૫-૧૯૪૦ }<br>
મુંબઇ }

લી. આપનો લઘુતમ<br>
અમરચંદ માવજી શાહ

# વાંચકોને બે બોલ.

## કવિ ભોગીલાલ રતનચંદ વોરા.

જગતના ઈતિહાસમાં ઘણા ઘણા અવનવા ફેરફારો થઇ ગયા છે, થાય છે અને ભવિષ્યમાં થશે. પણ જ્યારે ઐતિહાસીક વસ્તુઓ વાંચવામાં આવે અને તેનો વિચાર કરવામાં આવે ત્યારે ઘણી જ નવિન અને સત્ય વસ્તુઓ જાણવામાં આવે છે.

જ્યારે જૈન ધર્મ અને બુદ્ધ ધર્મ વચ્ચે ચાલતા વિતંડાવાદોના ઇતિહાસો વાંચતાં મનમાં એમજ થાય છે કે તે વખતે પણ વાદાવાદ–પક્ષાપક્ષીને સ્થાન હતું. અને એ સ્થાન ઘણું અગ્રપણું ભોગવતું હતું. તેથી જ જૈન ધર્મના નામે મોટો વિનાશ અને ત્રાસ જોવામાં આવતો હતો. તે છતાં પણ જો મૂળ વસ્તુનો ખુબ વિચાર કરવામાં આવે તો જરૂર સાચી વસ્તુનો ખ્યાલ આવી શકે. જેમકે રાજા વિક્રમસિંહના વખતમાં સિદ્ધસેનદીવાકર સૂરીશ્વરે પોતાની આત્મશક્તિ વડે રાજા વિક્રમસિંહને જૈન બનાવ્યો હતો.

શ્રીમાન્ માનતુંગાચાર્યે આત્મબળના પ્રતાપે અડતાલીસ બેડીઓ તોડવા ભક્તામર સ્તોત્ર બનાવ્યું. આ તો બધી આગળની વાતો કરી પણ સંપ્રતિ-રાજા જ્યારે ત્રણ ખંડ ધરતી જીતી આવ્યા ત્યારે તેમની માતાએ પોતાની બુદ્ધિ વડે સાચા રસ્તા (ધર્મ)નું ભાન કરાવ્યું હતું. અને જૈન ધર્મ શું વસ્તુ છે તેનો ખ્યાલ પવિત્ર માતાએ સંપ્રતિરાજાને સમજાવ્યો હતો, જેથી એ સંપ્રતિ-રાજાએ જૈન ધર્મનો પ્રચાર એટલો બધો કર્યો કે જેના સ્મરણો આજે તાજા અને મોજૂદ છે.

કળિકાળના જમાનામાં રાજા સિદ્ધરાજના વખતમાં આચાર્ય મહારાજશ્રી હેમચંદ્રાચાર્યે પોતાના ચારિત્રના પ્રભાવથી વિદ્યાના બળે જૈન ધર્મની ચારે દિશાએ ધ્વજા ફરકાવી અને ભલભલા રાજાઓને મહાત કર્યાં. વળી પદ્મસૂરિ આચાર્ય જેવાએ પોતાની અગાધ શક્તિ વડે જગડુશાને બોધ આપી દુઃખી આત્માઓને અનાજ આપવા સારૂ ત્રણ વર્ષનો દુષ્કાળ પડશે તેવું ભવિષ્ય ભાખીને જગતમાં જૈન ધર્મનો પ્રભાવ પાડયો. જગતનો તારણહાર જગડુશાહ જગતની જીભ ઉપર આજે રમી રહેલ છે. આ બધા પ્રતાપ કોના ? આપણા ધર્મ ધુરંધર આચાર્યો અને સમયના જાણકારના જ હતા.

આવા અનેક દાખલાઓ ઇતિહાસોમાં આજે મળી આવે છે અને તે જગતને ધડો આપનારા છે. વળી જૈન કોમના વૈભવની હકીકત એક અંગ્રેજે

પોતાના પુસ્તકમાં લખી છે કે " આખા જગતની મિલ્કત જો એકઠી કરીએ તો ત્રણુ ભાગ જૈનો પાસેથી અને એક ભાગ જગત પાસેથી નીકળે એટલે કે ત્રણુ ભાગની મિલ્કત ફ્કત જૈનો પાસે જ છે. " તો શ્રોતાજન ! જરા ખ્યાલ કરો કે જૈનો કઇ સ્થિતિમાં હતા અને શું શું કાર્યો કરતાં હતાં. આવા અનેક દાખલાઓ છે કે જેનો વિચાર કરતાં પણુ પાર આવે તેમ નથી.

કાળચક્રની પડતી દશાના વખતમાં પણુ જૈનોએ ધર્મના માટે, રાજ્ય સેવા માટે તેમજ પોતાના દેશ માટે જે અમૂલ્ય ફાળો તન, મન અને ધનથી આપ્યો છે તે આજના આ જમાનામાં કોઇ પણુ વ્યકિત (જૈન હોય યા જૈનેતર હોય) આપી શકે તેમ નથી. દાખલા રૂપે મેવાડનું નાક, મેવાડનો કોહીનૂર રાણુા પ્રતાપનો જમણો હાથ વળી મેવાડ માટે પોતાની તમામ મિલ્કત અને પોતાનો પ્રાણુ સમર્પણુ કરનાર તે વીર **ભામાશાહ** એક જ હતો આવા મહાપુરૂષોને અમારા સદા વંદન હો એમ સ્વાભાવિક કહેવાઇ જાય છે.

રાણુા પ્રતાપથી ચોથી પેઢીએ મહારાણુા રાજસિંહના વખતમાં એક નવયુવાનની ઓળખાણુ થાય છે જેનું નામ **વીર દયાળશાહ** છે, પોતે એક ઘોડાના ખાસદારની જગ્યાએથી મહામંત્રી પદે પહોંચ્યો હતો અને દિલ્હી જેવી જબરજસ્ત સલ્તનતને ધ્રુજાવી શાહ ઔરંગઝેબને તોબા તોબા પોકરાવનાર પણુ એક જૈન હતો. અને તે આજ વીર દયાળશાહ જ હતો. તે ગર્ભશ્રીમંત હતો, ઘરનો સુખી હતો પણુ જેને સ્વતંત્રતા હૃદયથી પ્યારી હતી તેથી જ જેનું નામ આજે યશકીર્ત્તિથી શોભી રહ્યું છે. તેમજ ઋષિ માનસૂરિશ્રીના સદ્બોધથી દયાળે મેવાડની દુઃખી જનતાની સેવા બજાવવા સારૂ જૈન તીર્થ બંધાવવાની યોજના હાથ ધરી અને તે યોજના અમલમાં મૂકી દીધી. આજે પણુ એ 'દયાળ કિલ્લો' મોજૂદ છે ને જેનાં સ્મરણો તાજાં છે. આવા અનેક ભડવીર જૈન બિરાદરોએ આપેલાં આત્મબલિદાનો જો જગતને આંગણે મુકવામાં આવે તો ધર્મશ્રદ્ધા વધે જેથી જગતને ઘણો જ લાભ થાય.

અફ્સોસ ! આજે નથી પડી કોઈ શ્રાવકને કે નથી પડી કોઇ સાધુને. સૌ સૌને પોત પોતાના નામની ઘેલછા લાગી છે અને તે ઘેલછામાં ને ઘેલછામાં આપણે સત્ય વસ્તુ ભૂલી ગયા છીએ તેથી તો ઘણી માઠી દશામાં સબડીએ છીએ. આજે જ્યાં જુઓ ત્યાં જૈનોની પુરાતન વસ્તુઓ એટલી બધી પડી છે કે જેની શોધ ખોળ કરવામાં આવે તો જૈનોમાં કંઇક ઓર ચેતન આવે પણુ તે શોધખોળના માટે આજના કહેવાતા ગૃહસ્થોની નથી સહાયતા કે નથી પ્રેમની લાગણી, કારણુ કે જ્યાં ભાવિ પ્રતિકૂળ હોય ત્યાં બીજું શું બને ? તેમ છતાં પ્રભુના ભરોસા પર આધાર રાખી કામ કરનારાઓના હૃદયની ભાવના ફ્કત પ્રભુ ભરોસે સોંપી

આજે જુના પુરાતન ઈતિહાસ ઉપર જગતની ઝાંખી પડે તેવા આશયથી મેં મારી અલ્પ મતિ અનુસાર એક પુસ્તક બહાર પાડવા નિશ્ચય કર્યો, તેમાં મને કુદરતે પુરાતન જૈન મંદિરો, કીર્ત્તિ સ્તંભો, તથા જૈન બિરાદરોએ આપેલા આત્મબલિદાનોનો ખ્યાલ રાખી '**મેવાડના અણમોલ જવાહિર યાને આત્મબલિદાન**' નામનું પુસ્તક પ્રગટ કરવા સંકેત કર્યો. અને તે મેં મારા આત્માથી વધાવી લીધો.

હાલમાં મેવાડમાં લગભગ ૩૫૦૦) પાંત્રીસો જૈન મંદિરોની હારમાળા હયાત છે, તેમાંથી ખાસ ખાસ મંદિરોને જોતાં આત્માને આલ્હાદ અને ઉર્મી પેદા થાય તેવા ફોટાઓ લેવાનું સાહસ કરી લગભગ પચાસ ફોટાઓનો સંગ્રહ કરી આ પુસ્તકમાં પ્રગટ કરવા મારા આત્માએ સુયોગ્ય માન્યો. મેવાડ એ શું છે? અને મેવાડે સારાય દેશની તેમજ જનતાની કેવી સેવા બજાવી છે તેનું સમગ્ર ભાન પ્રગટ કરાવવા મને ઇચ્છા થઇ અને તે મારી ઈચ્છા પ્રભુએ પાર પાડી. દરેક સમજુ અને વિચારક સજ્જનોને મારી નમ્રતાપૂર્વક વિનતિ છે કે જૈન કોમનું અણમોલ સાહિત્ય તથા શિલ્પકળાની ભવ્ય કૃતિઓ આજે આપણી બેકાળજી તથા ભાવ વગરની ભાવનાથી નિસ્તેજ થવા પામી છે. તો તે બાબત વિચારકો જરૂર પોતાની શક્તિનો આત્મભોગ આપી તેનો પુનરુદ્ધાર કરશે તો જગતમાં એક મહાન કલ્યાણકારી કાર્ય કર્યું કહેવાશે.

જૈન કોમના અગ્રગણ્ય શ્રીમંતો અને ધાર્મિક લાગણીવાળા ગ્રહસ્થોને મારી ખાસ ભલામણ છે કે આપ આપની લક્ષ્મીનો આવા જુના પુરાતન તીર્થોનો અમૂલ્ય ઇતિહાસ મેળવવા અને તેનું આખીય જૈન જનતાને જાણ આપી જાગ્રત કરવા પોત પોતાનાથી બનતો ફાળો આપી આભારી કરશે.

હાલમાં મેવાડમાં મારી મુસાફરી અવાર નવાર થવાથી આ વસ્તુનું મને ભાન થયું અને તે વસ્તુ માટે ઘણા મારા ધનવાન મિત્રો સાથે વાત કરી પણ તેનું પરિણામ મને શૂન્ય દેખાયું. છતાં નિરાશ ન થતાં આશાવાદી તરીકે કાર્ય કરવા મેં નિશ્ચય કર્યો, કારણ આ કાર્ય પાછળ મારી ભાવના કેવળ ભૂતકાળના જૈનોની ધામીક લાગણી, ભાવના, ત્યાગ અને દાન કેવા પ્રકારનું હતું તે જગતને જણાવવા મારી અભિલાષા દિનપ્રતિદિન તિવ્ર બનતી ગઇ અને તે અભિલાષાને રોકવી તે મારી શક્તિ બહારની વાત હતી તેથી ભાવી ઉપર વસ્તુનો ભાર મૂકી કાર્યનો પ્રારંભ કર્યો અને જનતાએ સાથ આપ્યો જેથી મેં મારી હૃદયની ભાવ ભરેલી જીજ્ઞાસાઓ વાચકોની સેવામાં રજુ કરી અને હું કૃતાર્થ થયો.

વાંચકોને ફરી ફરીને યાદ આપું છું કે જગતમાં જીવવું તે જુદું છે. અને

મરવું તે પણ જુદું છે, છતાં જીવવું તે જગતના ભલા માટે અને મરવું તે પણ જગતના ભલા માટે. આ ભાવના જો આપના જીવનમાં ઓત પ્રોત થાય તો અવશ્ય આપણે આપણા આત્માનું તો ભલું કરી શકીએ જ. અને પરના આત્માને પણ સારી વસ્તુનું ભાન કરાવી શકીએ. તેથી આ વસ્તુનો ઉત્સાહ આપી મને ચેતન અર્પ્યું હોય તો હાલમાં બિરાજમાન બાળ બ્રહ્મચારી તીર્થોદ્ધારક આચાર્ય શ્રી ૧૦૦૮ શ્રી વિજય નિતિસૂરીશ્વરશ્રીનો હું ઋણી છું. કારણ કે લાગણી ભરેલા હૃદયથી મેવાડની પરિસ્થિતિનું જેને સંપૂર્ણ જ્ઞાન છે તેવા મહાપુરૂષના હૃદયના શુદ્ધ ભાવથી આકર્ષાઈ શાસન દેવની કૃપાથી આ પુસ્તક બનાવવાનું સાહસ કર્યું, અને તે સાહસ એજ પૂજ્ય ગુરૂશ્રીના આશિર્વાદથી આજે ફત્તેહમંદીથી પાર પડયું એજ મારા ભાગ્યની વાત છે. તેથી તે ગુરૂવર્યને મારા સહસ્ત્ર કોટીવાર વંદન હો ! અને સદાકાળ જૈન ધર્મ જયવંતો રહો ! એજ અંતરની ભાવના.

લી. સંઘનો બાળક.

**કવિ ભોગીલાલ રતનચંદ**



મેવાડમાં યાત્રાએ જતા યાત્રાળુઓને મારી

# નમ્ર વિનતી

**શ્રી** કેશરીયાજીની યાત્રાએ ઘણા યાત્રાના ભાવિકો જાય છે, અને દર્શન કરી કૃતાર્થ થાય છે અને વળતી મોટરમાં રવાના થઇ જાય છે. આવી ધાગડીઆ યાત્રા આજ કાલ ઘણી વધી ગઇ છે. જાણે બીલકુલ વખતજ ન હોય તેવી રીતે પોતાની જાતનું પ્રદર્શન કરે છે અને કરાવે છે. પણ મારી નમ્ર ભાવે સૂચના એ છે કે જરા ટાઇમ–વખત લઇ મેવાડના પુરાતન જૈન મંદિરો જોશો અને વિચારશો તો જરૂર તમારા આત્માને ખ્યાલ આવશે કે મેવાડ શું છે? અને મેવાડના બહાદુર જૈનો કેવા હતા. તેનું જરૂર ભાન કરાવશે.

**મે**વાડમાં ઘણા જ પુરાતન કિલ્લાઓ, સરોવરો, તિર્થ-સ્થાનો, કિર્તિસ્તંભો વિગેરે ઘણું ઘણું જોવા લાયક છે. તો ફુરસદ લઇ જરા જોશો અને વિચારશો. બને તો તેનો ઉદ્ધાર કરવા અગર કરાવવા મદદ કરશો. છેવટે કંઇ ન બને તો લાગણી ભર્યા બે અશ્રુઓ પાડી આશ્વાસન લેશો.

**ભૂ**તકાળના ભાગ્યશાળીઓએ પોતાના જીવનમાં ધર્મ અને પ્રેમને કેવો ઓતપ્રોત બનાવ્યો છે તે જોવો હોય તો મેવાડ, આબુ ગીરીરાજ, ગીરનાર, પાલીતાણા, તારંગાજી વિગેરે આવા અનેક જૈન તિર્થસ્થાનોમાં જોઇ શકશો. જૈનોએ આપેલો તન, મન અને ધનનો ભોગ દ્રષ્ટીગોચર થશે, તો તેને ભોગવી લઇ આત્માને ઉજ્જવલ કરો એજ ભાવના.

લી. ભોગીલાલ કવિ.

सिसोदीया कुळ शिरोमणि

नेक नामदार श्रीमंत महाराजाधिराज श्री श्री श्री १०८ श्री

# सर भोपाळसिंहजी साहेब बहादुर.

संस्थान–उदयपुर (मेवाड).

मने जणावतां आनंद थाय छे के आप नामदारश्रीना पवित्र मेवाडभूमिमां अनेक महापुरुषो उत्पन्न थया जेओना नाम आजे अमर छे. ते भूमिनो इतिहास लखवानुं सद्‌भाग्य मने प्राप्त थयुं अने ते सद्‌भाग्य आप नामदारश्रीनी पूर्ण कृपाथी फळीभूत थयुं छे. आशा छे के आपे आ मारा पवित्र कार्यमां जे उत्साह भर्यो आवकार आप्यो छे तेवो हंमेशा मानभर्यो आवकार आपशो. एवी प्रार्थना साथे आप नामदारश्री सदा दीर्घायु रहो अने आपश्रीनो ताज अविचळ अमर रहो अने सिसोदीआ वंशनी सदा यश कीर्त्ति कायम रहो एज भावना.

ली. भोगीलाल राजकवि
धरमपुर स्टेट.



## નેક નામદાર શ્રીમંત મહારાજા

# શ્રી વિજયદેવજી સાહેબ બહાદુર

## સંસ્થાન ધરમપુર (સુરત)

વિ. વિ. આપ નામદારે મારા ઐતિહાસીક પુસ્તકમાં જે ઉદારતા બતાવી અને મારા કાર્યને જે ઉત્તેજન આપ્યું છે તેના માટે આપ નામદારશ્રીનો જેટલો આભાર માનું તેટલો ઓછો જ છે. આપ નામદારશ્રી એક સાહિત્ય રસીક છો. તેમજ ઇતિહાસીક ભાવના વાળા છો. વળી આપ નામદારે આપશ્રીના રાજ્યનો ઇતિહાસ છપાવી બહાર પાડી આપે ઇતિહાસીક વસ્તુઓમાં એક ઘણો જ ઉપયોગી ગ્રન્થ પુરો પાડયો છે. તેમજ સંગીતના રસીકોને તેમજ સંગીતની ધગશવાળાઓના માટે આપે એક ઘણું જ કિંમતી ભૈરવી–રાગનું પુસ્તક સુંદર પ્રકાશનવાળું છપાવી બહાર પાડયું છે. તે ઉપરથી જ આપ એક સારા વિદ્વાન તેમજ વિદ્યાપ્રેમી છો. વળી મારા જેવા સાધારણ જ્ઞાનવાળાને આપે 'રાજકવિ'ની પદવી એનાયત કરી આપે એક રાજવિ તરીકેનું નામ જગતના તકતા પર રોશન કર્યું છે. આ બધા ગુણોનું અવલોકન કરતાં મારા આત્માને ઘણો જ આનંદ અને પ્રેમ આવે છે. વળી આપ એક આદર્શ રાજવિ તરીકે પ્રજાપ્રેમ જીતી આપે આપની રાજ્ય કારકીર્દીને ઘણી જ શોભાવી છે. પરમાત્મા ! આપશ્રીને તથા આપના સહકુટુંબને સદા દીર્ઘાયુ રાખો ? અને આપ નામદાર-શ્રીનો તાજ અવિચળ તપો ? એજ હૃદયની અંતિમ ભાવના ભાવી વિરમું છું.

લી. આપશ્રીનો બાળક

**ભોગીલાલ કવિ.**



## અનુક્રમણિકા

## શ્રી પાર્શ્વચંદ્ર ગચ્છાધિપતિ આચાર્ય શ્રી ૧૦૦૮ શ્રી

# ભાતૃચંદ્રજી મહારાજશ્રીનો ટુંક પરિચય

એઓશ્રીનો જન્મ સંવત ૧૯૧૯ ના પોષ વદ ૧૦ ના રોજ મરૂધર જેવા પવિત્ર પ્રદેશમાં વાંકડિઆ વડગામમાં બ્રાહ્મણ કુળમાં થયો હતો. તેમના પિતાનું નામ **દાનમલજી** તથા માતાનું નામ વિજયાબાઈ હતું. તેઓની સ્થિતિ સારી હતી અને તેઓ સુખી હતા. તેઓને યતિજી મહારાજના વચન અને આશિર્વાદથી ચાર પુત્રો થયા હતા પણ કુદરતની અવકૃપાથી કાળ પડયો ત્યારે તેઓ મહા દુ:ખમાં આવી પડયા આ વખતે બધા બાળકો નાના હતા આથી ત્રણ બાળકોને **માંડલમાં** હરખચંદ્રજી મહારાજને વહોરાવવામાં આવ્યા. તેથી ત્રણે બાળકોને મુક્તિચંદ્રજીએ દીક્ષા આપી અને ભલુનું નામ ભાતૃચંદ્રજી પાડવામાં આવ્યું. આ વખતે તેમની ઉંમર ફક્ત સત્તર વર્ષની હતી. તેઓને વિક્રમ સંવત ૧૯૩૫ ના ફાગણ સુદ ૨ ના રોજ દિક્ષા આપવામાં આવી હતી.

તેઓશ્રીએ વિદ્યાભ્યાસ કરી જ્ઞાનની જ્યોતિ જયાં જયાં ચોમાસા થયાં ત્યાં ત્યાં પ્રગટાવી અને સાશનનો ધ્વજ ફરકાવ્યો હતો. તેઓશ્રી સંયમી અને ચારીત્રશાળી વળી ઘણાજ નિરાભિમાની, વિનયી અને વિદ્વાન હતા, તેઓશ્રીની વ્યાખ્યાનની છટ્ટા ઘણી જ પ્રસંશનીય હતી. ગુજરાત, કચ્છ, કાઠીયાવાડ, અને મારવાડ વિગેરે ઘણા સ્થળોએ વિહાર કરી લોકોને પ્રતિબોધ પમાડયા હતા. તેઓશ્રી વિક્રમી સંવત્ ૧૯૭૨ ના વૈશાખ વદ ૮ ના રોજ કાળધર્મ પામ્યા હતા.

આ પ્રમાણે આચાર્ય મહારાજ ઘણાજ સંયમી અને શાન્ત સ્વભાવી હતા વળી તેઓશ્રીનું શિષ્યમંડળ પણ એવું જ ઉત્સાહી હતું. વળી તેઓશ્રીના સંઘાડામાં **સાગરચંદ્રજી** આચાર્ય પણ મહા વિદ્વાન અને ચારીત્રશાળી હતા. તેઓશ્રીએ પણ પોતાના સંયમીપણામાં ઘણા જીવોને પ્રતિબોધ આપી ધર્મનો રસ્તો બતાવીને જીવન પવિત્ર બનાવ્યા હતા. એઓશ્રીના અનેક સદ્‌ગુણોને વશ થઈ તેઓશ્રીના શ્રાવક શ્રીમાન **શેઠ લાલભાઇ મનસુખરામ તથા શેઠ મયાભાઈ નેમચંદ** વિગેરે ગૃહસ્થો: ભકિતને આધીન થઈ તેઓશ્રીની યાદગીરી અર્થે આ પુસ્તકમાં મને સારી સહાયતા આપી પરમપૂજ્ય આચાર્યશ્રીના ફોટાઓ મુકવાનું ઉચીત્ત ધાર્યું અને મારા આ પુસ્તકમાં આવા પવિત્ર પુરૂષોના ફોટા મુકવાનું મને જે સદ્‌ભાગ્ય સંપાદન થયું તેના માટે હું તેઓશ્રીના ગચ્છના આગેવાનોનો આભાર માનુ છું. અને આશા રાખું છું કે હંમેશાં મારા સારા કાર્યમાં સહકાર આપી મને આભારી કરશે.

લી. ભોગીલાલ કવિ.

પુસ્તકના અગાઉથી ગ્રાહક થનારાઓના

# મુબારક નામોની યાદી.

| | | |
|---|---|---|
| ૭૫ | શેઠ ફકીરચંદ કેશરીચંદ ભાણાભાઇ શ્રોફ | મુંબાઇ |
| ૧૫ | ,, કાન્તિલાલ ઈશ્વરલાલ જે. પી. | ,, |
| ૧૭ | ,, ઓતમચંદ હીરજી હા. દેવચંદભાઈ | ,, |
| ૧૭ | ,, હરખચંદ મકનજી | ,, |
| ૧૭ | ,, ચુનીલાલ વીરચંદ રાધનપુરવાલા હા. શેઠ લલ્લુભાઇ કરમચંદ દલાલ | ,, |
| ૫ | ,, મકનજી માધવજી | ,, |
| ૭ | ,, રતિલાલ પ્રેમજીભાઇ | ,, |
| ૭ | ,, જમનાંદાસ મથુરદાસ બક્ષી | ,, |
| ૫ | ,, મનમોહનદાસ નેમીદાસ | ,, |
| ૨ | ,, જેઠાલાલ રામજીભાઇ | ,, |
| ૧ | ,, પ્રાણજીવનદાસ ત્રીભોવનદાસ | ,, |
| ૧ | ,, મણીલાલ અંદરજી | ,, |
| ૨૫ | ,, કાન્તિલાલ બકોરદાસ | ,, |
| ૮ | ,, ચીમનલાલ વાડીલાલ | ,, |
| ૧૭ | ,, નાથાલાલ ખુબચંદ હા. શેઠ ફકીરચંદભાઈ | ,, |
| ૫ | ,, ચંદુલાલ જેઠાલાલ | ,, |
| ૧૧ | ,, ભોગીલાલ ચુનીલાલ | ,, |
| ૮ | ,, સુરજમલ પુનમચંદ | ,, |
| ૧ | ,, ખીમજીભાઇ ઘેલાભાઇ ખોખા | ,, |
| ૭૫ | ,, વીરચંદભાઈ મનસુખરામ | અમદાવાદ |
| ૭ | ,, જેસીંગભાઈ પોચાભાઇ વકીલ | ,, |
| ૫ | ,, રાવસાહેબ માણેકલાલ ચુનીલાલ પટેલ | ,, |
| ૧૧ | ,, કાન્તિલાલ ચુનીલાલ | ,, |
| ૨૫ | શ્રી પાયચંદ ગચ્છ તરફથી હા. લાલભાઈ મનસુખરામ તથા શેઠ મયાભાઇ નેમચંદભાઈ | ,, |

| | | |
|---|---|---|
| ૧૭ | શેઠ છોટાલાલ જમનાદાસ જે. પી. | અમદાવાદ |
| ૧૩ | ,, વાડીલાલ જમનાદાસ | ,, |
| ૨૫ | ,, જમનાભાઇ ભગુભાઈ હા. શેઠ બબાભાઈ | ,, |
| ૫ | ,, જેસીંગભાઇ કાલીદાસ | ,, |
| ૧ | ,, નેમચંદભાઇ હઠીસીંગ | ,, |
| ૪ | ,, જમનાદાસ છોટાલાલ | ,, |
| ૪ | ,, લલ્લુભાઇ ડાહ્યાભાઇ | ,, |
| ૭૧ | ,, લવજીભાઇ હુકમચંદ હા. ભાઇ લાલચંદભાઈ નાગજીભાઇ માંડલવાળા | ,, |
| ૧૩ | ,, વાડીલાલ જમનાદાસ | ,, |
| ૭ | ,, સકરાભાઇ લલુભાઈ મનોરદાસ | ,, |
| ૧૦ | શ્રી પંન્યાસશ્રી શાંન્તિવિજય મહારાજ | ,, |
| ૫ | શેઠ અમૃતલાલ ખુશાલચંદ હા. ત્રીભોવનદાસ. | પંચાસર |
| ૧ | શ્રીયુત ગુલાબચંદજી ઢઢ્ઢા | ઉમેદપુર (મારવાડ) |
| ૫૧ | જાગીરદાર શ્રી દોલતસિંહજી | સલુમ્બર (મેવાડ) |
| ૧૦ | શેઠ કસ્તુરચંદજી વરધીચંદજી | ,, ,, |
| ૧૦૦ | ,, રોશનલાલજી ચતુર | ઉદયપુર ,, |
| ૧૦ | ,, અરજનલાલજી મનાવત્ હા. ભાઇ ફત્તેહલાલ | ,, ,, |
| ૭ | ,, તેજપાળજી ઓકળચંદજી | ,, ,, |
| ૭ | ,, ભમરલાલજી સંગાવડીયા હા. ઓઝજી ચમ્પાલાલ | ,, ,, |
| ૩ | ,, સુલતાનમલ છોગાલાલ | ,, ,, |
| ૩૫ | શ્રી ફલોધી ના શ્રી સંઘ તરફથી હા. પંડિત અમૃતલાલ મોહનલાલ | ફલોધી મારવાડ |
| ૩ | શ્રી લોહાવટ હા. મહારાજ શ્રી હરિસાગરજીના ઉપદેશથી | લોહાવટ ,, |
| ૧૨ | શ્રી ખેરાળુના જૈન સંઘ તરફથી હા. પન્યાસ શ્રી દાનવિજયના ઉપદેશથી. | ખેરાળુ |

૧૫ શ્રી આગ્રાના જૈન સંઘ તરફથી હા. મહારાજ
શ્રી દર્શનવિજયજીના ઉપદેશથી — આગ્રા

૧૫ શ્રી વેજલપુરના સંઘ તરફથી — વેજલપુર (પંચમહાલ)

૩૬ શ્રી ગોધરાના સંઘ તરફથી હા.
મુનિ મહારાજ શ્રી વિદ્યાવિજયજી — ગોધરા

૩૧ શ્રી લુણાવાડાના સંઘ તરફથી હા.
પન્યાસ શ્રી શાન્તિવિજયજી — લુણાવાડા

ઉપર મુજબ જે જે મુનિ મહારાજો અને સદ્‌ગૃહસ્થો તથા શ્રી સંઘ તરફથી આ પુસ્તકમાં ઉત્તેજન આપી મારા ઉત્સાહને વેગવંતો બનાવ્યો છે. તેના માટે હું સર્વેનો ઋણી છું.

ભોગીલાલ કવિ.



# આભાર

આ મ્હારા ઐતિહાસીક પુસ્તકમાં પ્રથમ આશિર્વાદ બાળ બ્રહ્મચારી તિર્થોદ્ધારક આચાર્ય મહારાજશ્રી ૧૦૦૮ શ્રી વિજયનિતિસૂરિશ્વરશ્રી નો છે. પુસ્તકની શરૂઆતમાં પ્રથમ ઉત્સાહ આપનાર શેઠ મંગળદાસ ડાહ્યાભાઈ મુળચંદ તથા શેઠ ત્રીકમભાઇ મગનલાલ સુતરીઆ એ બે ગૃહસ્થો છે. આ સિવાય પંન્યાસશ્રી ૧૦૮ શ્રીશાન્તિવિજય તથા પંન્યાસ શ્રી ૧૦૮ શ્રીકલ્યાણવિજય તથા પંન્યાસ શ્રી ૧૦૮ શ્રીસંપત્‌વિજય તથા મહારાજ શ્રીવિદ્યાવિજય તથા આચાર્ય શ્રી લાભવિજય મહારાજનો પણ સદા આભારી છું. કારણ કે મજકુર પુસ્તકમાં મદદ અપાવવા સારૂ ઘણી જ મહેનત કરી છે. વળી આ સિવાય નિચેના સદ્‌ગ્રહસ્થોએ મને સારામા સારી મદદ આપી આભારી કર્યો છે.

દાનવીર શેઠ માણેકલાલ ચુનીલાલ જે, પી. તથા અં. સૌ શ્રીમતિ કમળાબ્હેન માણેકલાલ ચુનીલાલ. શેઠ હાથીભાઈ ગલાલભાઇ (પોતાની માતુશ્રીના સ્મરણાર્થે). શેઠ રતિલાલ વાડીલાલ. શેઠ સકરચંદ મોતીલાલ મુળજીભાઇ. શેઠ પન્નાલાલ નાગરદાસ ( પોતાના મિત્રની યાદગીરી માટે ). શેઠ દેવચંદભાઇ ( ઉત્તમજી હીરજીવાળા ). શેઠ ચુનીલાલ વીરચંદભાઇ. શેઠ દેવચંદભાઇ મકનજીભાઇ. શેઠ લાલભાઈ મનસુખરામ તથા શેઠ મયાભાઇ નેમચંદભાઈ ( શ્રી પાયચંદ ગચ્છ તરફથી ) શેઠ ફકીરચંદ કેશરીચંદ ભાણાભાઈ શ્રોફ. શેઠ કાન્તિલાલ ઇશ્વરલાલ રાવસાહેબ. મર્હુમ લાલભાઇ છોટાલાલ તરફથી તેમના ભાઈ જમનાદાસ છોટાલાલ તથા તેઓશ્રીની ધર્મપત્નિ બ્હેન સ્નેહલતા તરફથી. શ્રી ગોધરાનો જૈન સંઘ ( મહારાજ શ્રી વિદ્યાવિજયના સુપ્રયાસથી ) શ્રી લુણાવાડા જૈન સંઘ (પંન્યાસ શ્રી શાન્તિવિજયના સુપ્રયાસથી). શ્રી ખેરાળુનો જૈન સંઘ ( પંન્યાસશ્રી દાનવિજયના સુપ્રયાસથી ) મર્હુમ રા. રા. બાપુલાલ જીતમલની યાદગીરી માટે (પંન્યાસ શ્રી સંપત્‌વિજયના સંસારી મિત્રના માટે તેઓશ્રીના ઉપદેશથી ). શ્રી વેજલપુર જૈન સંઘ તથા શ્રી ફલોધી (મારવાડ) નો શ્રી સંઘ વિગેરે શ્રીસંઘો તથા સદ્‌ગ્રહસ્થો તેમજ મારા મિત્ર મંડળ તરફથી જે જે ઉદારતા ભર્યો ઉત્સાહ આપવામાં આવ્યો છે અને મારા પુસ્તકના કાર્યમાં માંડળવાળા શેઠ લવજીભાઈ હુકમચંદ તરફથી શેઠ લાલચંદ નાગજીભાઇ. તથા શેઠ છોટાલાલ જમનાદાસ જે. પી. તથા ભાઈ જમનાદાસ વાડીલાલ વગેરે જે જે ગૃહસ્થોએ ઉત્સાહ ભર્યો આવકાર આપ્યો છે જેના માટે હું સર્વ સદ્‌ગૃહસ્થો તથા સન્નારીઓનો આભાર માનુ છું. વળી આ ઇતિહાસના કાર્યમાં તેમજ પ્રુફ સુધારવાના કાર્યમાં માંડલનિવાસી શાહ મફતલાલ ગુલાબચંદ પોતાના તનથી અને મનથી અથાગ મહેનત ઉઠાવી જેઓ હાલ મારી પાસે છે તેઓએ જે કાળજીપૂર્વક કામ કર્યું છે

તે બદલ તેમનો આભાર માનવો તે અસ્થાને નહિં જ ગણાય! અને હમેશાં મારા કાર્યને આ પ્રમાણે સહકાર આપશો એવી આશા રાખું છું.

મેવાડના જૈન સ્થાપત્યોના ફોટાઓ (ચિત્રો ૩૪)* જે આ પુસ્તકમાં છપાવવામાં આવેલા છે તે બ્રિટીશ સરકારના પુરાતન સંશોધન ખાતાએ શ્રીયુત સારાભાઈ નવાબને છપાવવાની મંજુરી સાથે મોકલાવેલા તે માટે તે ખાતાના વડા અધિકારીઓનો આભાર માનીએ છીએ.

વળી આ પુસ્તકમાં કર્નલટૉડના રાજસ્થાનના ઇતિહાસની તેમજ ઉદયપુર સ્ટેટ તરફથી વીરવિનોદ તેમજ કવિ કેશરીસિંહના પુસ્તકમાંથી પણ કેટલીક જાણવા જોગ ઐતિહાસીક હકીકતો લેવામાં આવી છે. તેથી તે ઇતિહાસકારોના કર્તાઓનો આ સ્થળે આભાર માનું છું.

લી. કવિ ભોગીલાલ

---

* અસલ ફોટાના નંબર નિચે પ્રમાણે છે. જે આ પુસ્તકમાં મુકવામાં આવ્યા છે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| (૧) | ૧૨૧ | G | (૧૨) | ૨૨૯૧ | W. C. | (૨૩) | ૨૪૯૦ | W. C. |
| (૨) | ૧૪૮ | G/7 | (૧૩) | ૨૨૯૨ | ,, | (૨૪) | ૨૭૧૩ | ,, |
| (૩) | ૧૫૨ | G/7 | (૧૪) | ૨૨૯૭ | ,, | (૨૫) | ૨૭૧૪ | ,, |
| (૪) | ૧૫૩ | G | (૧૫) | ૨૩૧૧ | ,, | (૨૬) | ૨૭૧૫ | ,, |
| (૫) | ૨૨૭૮ | W. C. | (૧૬) | ૨૩૧૨ | ,, | (૨૭) | ૨૭૧૬ | ,, |
| (૬) | ૨૨૭૯ | ,, | (૧૭) | ૨૪૫૬ | ,, | (૨૮) | ૩૦૦૩ | ,, |
| (૭) | ૨૨૮૬ | ,, | (૧૮) | ૨૪૫૭ | ,, | (૨૯) | ૩૦૦૭ | ,, |
| (૮) | ૨૨૮૭ | ,, | (૧૯) | ૨૪૭૧ | ,, | (૩૦) | ૩૦૦૮ | ,, |
| (૯) | ૨૨૮૮ | ,, | (૨૦) | ૨૪૭૬ | ,, | (૩૧) | ૩૨૩૩ | ,, |
| (૧૦) | ૨૨૮૯ | ,, | (૨૧) | ૨૪૭૮ | ,, | (૩૨) | ૩૬૭૫ | ,, |
| (૧૧) | ૨૨૯૦ | ,, | (૨૨) | ૨૪૮૯ | ,, | (૩૩) | ૩૬૭૮ | ,, |
| | | | | | | (૩૪) | ૩૬૮૧ | ,, |

ઉપરોક્ત નંબરવાળા ફોટાઓ મારા પુસ્તકમાં મુકવામાં આવ્યા છે તેથી ફરી બ્રિટીશ સરકારના પુરાતન સંશોધન ખાતાના વડા ઓફીસરોનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

---

તા. ક.—આચાર્યશ્રી ૧૦૦૮ શ્રી વિજયનીતિસૂરિશ્વરજી ઉપર આ પુસ્તકમાં ફોટા આપવા રા. રા. સારાભાઇ નવાબે જે ઉદારતા બતાવી છે તે માટે તેઓશ્રીનો પણ આભાર માનું છું.

લી. કવિ ભોગીલાલ

## બરોડા સાહિત્યસભા તરફથી
## બરોડા કોલેજમાં થએલા મેળાવડા
## પ્રસંગે અપાયેલું

# સર્ટિફિકેટ

BARODA COLLEGE,
BARODA
24th July 1935.

# TESTIMONIAL

I have great pleasure in testifying to the abilities of Mr. Bhogilal Ratanchand Vora, Shighra Kavi, who is a Raj-Kavi of the Dharampur State. He can entertain an audience very well by his knack at prompt **Extempore** metrical compositions. He offered a lyrical treat to a meeting arranged by the Baroda Sahitya Sabha. He has a fine art of adjusting his store of musical words and elegant thoughts to any subject suggested on the spot. While he was treating the audience in his own pre-arranged way, he was asked by some people from the audience to sing some fresh compositions on (1) The College Hall (2) An Ideal professor, and so on, and he could Immediately prepare the required compositions and sing them. It was delightful to have attended his performance, and we hardly realised that two hours have passed away when he finished his singing.

**A. K. Trivedi.**
Professor, Baroda College, and
President, Baroda Sahitya Sabha.

# જનતાને નમ્ર અપીલ.

આ પુસ્તક બનાવવાનો મુખ્ય હેતુ દરેક વ્યક્તિને ઐતિહાસીક જ્ઞાન થાય તેમજ ભૂતકાળના શૂરવીર પુરૂષો ઉપર કીંચીંત પણ શ્રદ્ધા વધે વળી કયા કયા મહાપુરૂષોએ પોતાની માતૃભૂમિ માટે શું શું આત્મભોગ આપ્યા તેની પણ ઝાંખી થાય આવી અનેક ભાવનાઓને વશ થઈ આ સાહસ ઉપાડવામાં હિંમત કરી અને મારી અંતઃકરણથી એવી પણ અભિલાષા ખરી કે આવા ઐતિહાસીક ચરિત્રો સંગીત સાથે જો જાહેર જનતામાં પ્રવચન કરવામાં અગર કરાવવામાં આવે તો ઘણી જ વ્યક્તિઓમાં કંઈક ઓર ચેતન આવે અને એ ચેતન હંમેશના માટે કાયમ રહે કારણ કે મેં મારી શક્તિ અનુસાર **સિંધ, દક્ષિણ, પંજાબ, મારવાડ, ખાનદેશ, કાઠિયાવાડ, ગુજરાત** વિગેરે ઘણા ઘણા શહેરોના નામાંકિત વ્યકિતઓની સમક્ષ સંગીત સાથે જાહેર પ્રવચન કરી મેં ચોક્કસ અનુભવ મેળવ્યો છે. અને તેનાથી જીવદયા, સામાજીક, અને વહેવારીક કાર્યમાં લોકોને ઘણું જ જાણવાનું મલ્યું છે. ઘણા માણસોએ હિંસા-દારૂ અને અભક્ષ વસ્તુઓનો ત્યાગ કરી પોતાનું જીવન પવિત્ર બનાવ્યું છે.

તો દરેક જનતાને તેમજ દરેક નાની-મોટી સંસ્થાઓના સંચાલકોને મારી નમ્ર અપીલ છે કે ઘેર ઘેર આવા ઐતિહાસીક ઉપદેશો સંગીત સાથે તેમજ ભજનો દ્વારા કરવા અગર કરાવવાના સંગીન પ્રયાસો કરશો તો ઓછા ખર્ચે ઘણો જ ધાર્મિક લાભ થવા સંભવ છે.

મારી આટલી નમ્ર અરજ નાના-મોટા, ધનવાન અને શ્રીમંતો જરૂર ધ્યાનમાં લેશે એવી આશા રાખી વિરમું છું.

લી.

ભોગીલાલ કવિ



# ઇતિહાસના મૂલ્ય.

## ઝવેરી મુળચંદ આશારામ વૈરાટી.

દુર્ભાગ્યે ઇતિહાસના મૂલ્ય હજુ આપણને સમજાયાં નથી, અને ઇતિહાસની અવગણના કરીને કોઇ પ્રજા ઉંચે જઈ શકી નથી. એ સામાન્ય સત્ય પણ હજુ આપણને બરાબર સમજાયું નથી, ખરેખર! આપણે આપણી વર્તમાન સ્થિતિથી અસંતુષ્ઠ હોઇએ અને આપણે આપણી પ્રજાને તેની આધુનીક સ્થિતીમાંથી ઉંચે લઇ જવાની અભિલાષ સેવતા હોઇએ. તો ઇતિહાસના અનેક વિધ સાધનો આપણે આપણી ભાવી પ્રજાના હાથમાં મુકવા જોઇએ.

એક પ્રજા પ્રગતીના કાળમાં કેવી રીતે ઉંચે જઈ શકી અને એણે એના ઉત્કર્ષની સાધના કેવી રીતે કરી, કયા કયા ધીર, વીર અને સંત પુરૂષોએ એની પ્રગતીના સાધનમાં કેવો અને કેટલો ફાળો આપ્યો. એજ પ્રજાની પડતી કેમ થવા લાગી. એના વિકાસ અને ઉન્નતિના પુર કેમ ઓસરવા માંડયા. એની પ્રગતીને અટકાવવા કઇ કઈ શકિતઓ સામે આવી અને એ કાળના આગેવાનોએ શકિતની સામે થવામાં કેમ નિષ્ફળ ગયા અને કેવા સંજોગો વચ્ચે કઇ ભૂલો થવા પામી કે જેથી એ પ્રજા વેરણછેરણ થઇ અવનતીની દશાને પામી.

આવી સાચી સ્થિતીનું દર્શન કરાવતા ઈતિહાસના પાના જ્યાં સુધી આપણે આપણી ભાવી પ્રજાના હાથમાં મુકીશું નહીં અને આપણે આપણા અભ્યાસક્રમમાં ઈતિહાસની ગુંથણી કરીશું નહીં ત્યાં સુધી આપણી પ્રગત્તિની સાધનાને સાચો વેગ મળવાનો નથી, આ જોતાં સાચા ઈતિહાસના પ્રકાશનોની કીંમત કેટલી મોટી છે એ આપણે સમજવું જોઇએ.

મેવાડ એ તો ભારતવર્ષનું ગૌરવવંતુ તિર્થસ્થાન છે, પ્રજાના જીવનમાં પ્રાણ પુરનાર અનેક વીરો અને વીરાંગનાઓની એ જન્મભૂમિ છે. એનો ઇતિહાસ દેશભકત રણવીરો અને બલીદાન પાછળ સર્વસ્ત્ર હોમનાર વીરોના ઇતિહાસમાં મોખરે છે. એણે ધર્મ ટેક અને વહાલી ભૂમિની ઈજ્જત માટે જે બળીદાન દીધાં છે એ વાંચતા તો એ ભૂમિ પ્રત્યે આપણા શીર નમી જાય છે. હિંદુ સંસ્કૃતી અને હિંદુસ્તાનનું નામ જ્યાં સુધી બોલાતું હશે ત્યાં સુધી મહારાણા પ્રતાપ અને અણીના વખતે એના ચરણે સર્વસ્વની ભેટ ધરનાર ભામાશાનાં નામ ભૂંલાવાના નથી.

એ મેવાડી પ્રજા એકલો વીરતા અને બળીદાનનો આદર્શ લઇને જ જીવનારી પ્રજા નહોતી પરંતુ કળા. કૌશલ્ય અને શીલ્પના ઉંચા આદર્શો એના જીવનમાં ઓતપ્રોત થએલા હતા. એનો ઝાંખો ખ્યાલ તો આ "મેવાડના અણુમોલ જવાહિર" ના પાના ફેરવતા આપણને આવ્યા સિવાય રહેશે નહીં. કળા, કારીગરી અને ભવ્યતાનું દર્શન દેતા અનેક વિધ જૈન મંદિરોના ફોટાઓનો જે સંગ્રહ આ પુસ્તકમાં રજુ થયો છે. એ જોતાં જ આપણને સમજાશે કે કળા અને કારીગરી પ્રત્યેનો એ પ્રજાનો પ્રેમ કેટલી ઉંચી કક્ષાએ પહોંચ્યો હતો.

આ ગ્રન્થ પ્રસિદ્ધ કરવાનું જે મોટું કામ કવિ ભોગીલાલ રતનચંદે ઉપાડ્યું જોઈ મને એમ લાગ્યા કરતું કે તેમણે ઉપાડેલું કામ એ એમની શકિત બહારનું કામ છે. છતાં એ કામ પુરૂ કરવા પાછળનો એમનો ઉત્સાહ અને ખંત વડે એ કામ પુરૂ થતું જોઇ મને ખુબ આનંદ થાય છે. એમણે આ ઇતિહાસને લગતી માહિતીઓ ભેગી કરવા પાછળ અને અનેક કળા પૂર્ણ શીલ્પકળાના નમુના સમાં ફોટાઓનો જે સંગ્રહ ભેગો કર્યો છે, એ જોતાં હવે એમ લાગ્યા સિવાય નથી રહેતું કે આ પુસ્તક ખરેખર કવિ ભોગીલાલના જીવનનું એક સંભારણું બની રહેશે.

એમની તાત્કાળીક કવિતા બનાવવાની શકિત અને સભા રંજન કરતો એમનો કંઠ તેમનું સ્થાન ઉંચે લઇ આવ્યો છે. શ્રીપાળ મહારાજાનો રાસ અને બીજાં કવિતાના પુસ્તકો પણ તેમણે રચી પ્રસિદ્ધ કર્યાં છે, ધરમપુર રાજ્યના રાજકવિ તરીકેનું માન તેઓને મળેલ છે.

કાગળની મોંઘવારીના આ કાળમાં પુસ્તકને લગતી માહિતીઓ ભેગી કરવામાં અને ફોટાઓનો સંગ્રહ ભેગો કરવા પાછળ એમની કેટલી શકિત અને ખરચનો વ્યય થયો હશે એ તો પુસ્તક હાથમાં લઇ તેના પાના ફેરવ્યા સિવાય આપણને તેનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. લાયબ્રરીઓ અને મેવાડનો ઇતિહાસ જાણવાની ઇચ્છાવાળા પ્રત્યેક મનુષ્યને આ પુસ્તક ઘરમાં વસાવવાની ભલામણ કરી શકાય તેમ છે.

તા. ૨૬-૯-૪૦
ઝવેરીવાડ, વરાટી નીકેતન નં. ૧
અમદાવાદ

લી.
ઝવેરી મુળચંદ આશારામ વૈરાટી

# मेवाडवासीओनो आभार

उदयपुर निवासी साहित्य प्रेमी तेमज उच्च संस्कारी अने निश्चय ानना दानवीर शेठ रोशनलालजी चतुरनो मने परिचय थतां मारा आत्माने ाणो ज आनंद अने प्रेम उद्‌भव्यो. मारा आ इतिहासीक पुस्तकमां तेओश्री ारफथी घणी ज सारी रकम मदद तरीके आपवामां आवी हती अने ़तिहासीक कार्यमो तेओश्रीनो अजोड फाळो छे तेमज " मेवाड जैन प्रान्तीय वेताम्बर तीर्थोद्धारक कमीटी " ना संचालको अने ते कमीटीना चेरमेन ोठश्री मनोहरलालजी बी. ए. एल. एल. बी तथा उदयपुर राज्यना रेवन्यु कमीश्नर साहेब शेठ मोतीलालजी वोरा तथा अन्य सद्‌ग्रहस्थो तरफथी पण ाणी ज किमती सलाह आपी मारा कार्यमां पुरेपुरो उत्साह पुर्यो छे. तेथी भा स्थळे तेओश्रीनो तेमज शेठ श्री रोशनलालजीनो अंतःकरणथी आभार ानुं छुं.

वळी सलुम्बर निवासी जागीरदार श्रीयुत दोलतसिंहजी साहेब तथा मन्य ग्रहस्थो तरफथी आ इतिहासना कार्यमां मने घणो ज उत्साह भर्यो भावकार आपी मारा कार्यने वधावी लीधुं छे. तेथी आ स्थळे तेओश्रीनो ाण आभार मानुं छुं. अने मेवाडवासी ग्रहस्थोने मारी विनति छे के ज्यारे ारा शुभ कार्यमां जरुर पडे पोतानाथी बनती मदद आपी मारा कार्यने भागळ वधारशे एवो आशा राखुं छुं अने फरीथी पण उपरोक्त सर्वे ग्रहस्थोनो भाभार मानी वीरमु छुं.

ली. संघनो सेवक

भोगीलाल कविना जयजीनेंद्र.



# મારી ભાવના

આ અતિહાસીક પુસ્તક હું મારી શક્તિ અને બુદ્ધિ અનુસાર બહાર પાડવા ભાગ્યશાળી બન્યો. જનતાએ મારા પુસ્તકને દીલોજાનથી આવકાર આપી ઉત્સાહીત કર્યો તેના માટે હું જેટલા વખાણ કરૂં તેટલા ઓછાં છે. મારી ભાવના હજુ આટલેથી અટકતી નથી પણ હજુ મારા વિચારોનો પ્રવાહ જગતની જનતાના ચર્ણે નવી નવી વસ્તુઓ દ્વારા મુકવાનો મારા મનનો નિરધાર છે. અને મારૂં જીવન એ ભાવના પુરી કરવા તમન્ના સેવે છે.

ઘણી ઘણી વખત હું આર્થીક મુંઝવણથી મુંઝાઈ મારી ભાવનાને કાયમ સજીવન રાખી શકતો નથી છતાં આત્માના વિશ્વાસ ઉપરજ જ્યારે કાર્યનું આરંભપણું કરૂં છું ત્યારે કુદરતી શક્તિ મને ગેબી મદદ આપે છે અને એ ગેબી શક્તિના આધારેજ થોડી ઘણી પણ મારી ભાવના પુરી કરવા શક્તિશાળી બન્યો છું. હજી હું જગતના ચર્ણે સારા સામાજીક અને ધાર્મીક એવા સચીત્ર પુસ્તકો બહાર પાડવાની અભિલાષા સેવું છું. અને મેં મારા આત્મા સાથે નિશ્ચય કરી પણ દીધો છે.

પરમાત્માના આશરે ઝુકાવ્યું છે અને સદા ઝુકાવીશ. મને ખાત્રી છે કે મારા સત્ય શુભ કાર્યમાં મારા મિત્રો તથા સદ્‌ગ્રહસ્થો મારી ભાવના જરૂર પુરી કરશે જ.

## આભાર

આ પુસ્તક છાપવામાં ધી નવપ્રભાત પ્રિ. પ્રેસના માલીક શા. મણીલાલ છગનલાલે અથાગ પરિશ્રમ વેઠી પોતાની દેખરેખથી કામ કર્યું છે તે બદલ હું તેમનો આભાર માનું છે.

લી. ભોગીલાલ કવિ.

---

તા. ક. ધાર્મીક, સામાજીક, ઐતિહાસીક અને કૉમીક વિગેરે સંગીત સાથે પ્રવચન કરી જાહેર પ્રજા તેમજ રાજા મહારાજાઓ તરફથી ઘણા સુવર્ણપદકો અને સર્ટિફિકેટ મેળવ્યા છે. તો શુભ પ્રસંગે ઉપરોકત લાભ લેવા દરેક જૈન-જૈનેતર ભાઈઓને મારી નમ્ર વિનંતી છે. ધાર્મીક પ્રસંગે કોઈપણ જાતની ફી લેવામાં આવતી નથી.

લી. ભોગીલાલ રતનચંદ કવિ.

# મેવાડના અણમોલ જવાહિર

યાને

# આત્મ બલિદાન

: પ્રકાશક, :

ભોગીલાલ રતનચંદ વોરા.

ધરમપુર સ્ટેટ રાજકવિ (પાટણવાલા)



## મંગળાચરણ

### સ્તુતિ

( લાવણી )

અશરણુને શરણું છે તારૂં, શરણુંગતને સહાય કરો;
અધમ ઉદ્ધારણ ભવજળ તારણ, કીંકર કેરૂં કલ્યાણ કરો. ૧
સાહસ ઉપાડું તારા ભરૂસે, મુજ બુદ્ધિનો વિકાસ કરો;
ભાવના ભાવુ શુદ્ધ હૃદયથી, પાપ રંકના દૂર હરો. ૨
અણમોલ જવાહિર મેવાડ કેરા, વિશ્વ જનતા ચરણે ધરૂં;
સહાયક થાજો તું જગ તાતા, કદી ન તુજ નામ હું વીસરૂં. ૩
શાસન દેવ મુજ રક્ષા કરજો, મુજ હૃદય ધર્મ જ્યોત પ્રકટાવો;
પતિત પાવન છો મુજ સ્વામી, વિદ્યા મુજમાં વિકસાવો. ૪
આધિ, વ્યાધી ને ઉપાધી, આપી આશિષ દૂર કરો,
યશકિર્તી મુજ કાર્યમાં સાધુ, એવી સિદ્ધિ મુજ દીલ વસો. ૫

## સરસ્વતિની સ્તુતિ



મયુર વાહન તારૂં, સરસ્વતિ મયુર વાહન તારૂં.
હસ્ત વીણા ધારીણી તું તો, ગીત સદા તુજ પ્યારૂં;
એ ગીતની અપૂર્વ મધુરતા, શાન્ત બને ચિત્ત મારૂ. સરસ્વતિ૦ ૧

તંત્ર રણીત સંગ ધ્વનિ ખીલવતી, પ્રફુલ્લ કરે જગ સારૂં;
મનને, સ્વરને, રસને તું સ્ફુરતી, ખીલવતી મન મારૂં. સર૦ ૨

દેજે હૃદયમાં સન્મતિ માતા, તુજ કૃપા વીણ જીવન અકારૂં;
સંજીવન કેરા તિમિર ટાળો, તુજ કૃપાએ સુખ મળનારૂં. સર૦ ૩

શરણે આયો તુજ ચરણમાં, ચરણ રજ શીર ધારૂં;
કહે ભોગીલાલ તુજ કૃપા વિના, સારા વિશ્વે અંધારૂં. સર૦ ૪

# 'પ્રાચીન' જૈનોની ઐતિહાસીક નોંધ

(૧) સંવત ૧૦૭૦ સને ૧૦૧૩ માં મહમુદે નારદીન ઉપર ચઢાઈ કરી અને તેના મુલકને લઇ લીધો. તે વખતે એક અજાયબીની વાત એ છે કે ત્યાં મન્દિરમાંથી (દહેરાસરમાંથી) એક પથ્થર નીકળ્યો જેનો સંવત દેખવાથી ૪૦૦૦૦ વરસ પહેલાંનો છે એવું સાબીત થયું. ( વિરવિનોદ ભા. ૧ પાનું ૬૫ ). આથી જૈનધર્મ અને મુર્તિપૂજા અનાદીકાળની સાબીત થાય છે.

(૨) ભાણપુરાની નાલ, એ ઘાણેરાવથી છ માઈલ દક્ષિણ તરફ છે. ખાસ કરીને 'રાણપુરના (રાણકપુર) જૈન મંદિરો'થી પ્રસિદ્ધ છે. લોકો એવું કહે છે કે પ્રાચીન શહેરના સ્થાનમાં એ બનેલ છે. 'નાલ'થી અડધે દુર ઉપરની બાજુ એક પ્રાચીન પથ્થરના બંન્ધનો થોડો ભાગ બચેલો છે. જે ત્યાં નદીની આસ-પાસ બંધાવી ગયા હતા. તેથી પ્રાચીન વૃક્ષોની વચમાં જૈન મંન્દિર બહુ જ શોભાયમાન દેખાય છે. (વિરવિનોદ ભાગ ૧. પૃષ્ટ ૧૦૭).

(૩) મેંડક, કછુઆ, કર્કટ (કેંકડા) અને જલસર્પ (ડિએડૂ) વિગેરે અનેક પ્રકારના જંતુ હોય છે. પણ મચ્છી બહુ મહેનતે મલે છે કારણ કે અહીં દેવસ્થાનોમાં અને અન્ય જલાશયોમાં મચ્છી મારવાની મનાઇ છે. ગૂંછ જાતની એક માછલી જે વેડચ અને બનાસ નદીમાં મલે છે. તે વજનમાં એક મણથી વધારે હોય છે. તેના મોંઢામાં દાંતની હાર, મોટી મૂંછ અને તેનુ માથુ બહુજ કઠીણ હોય છે. ( કોઇ પણ જીવની હિંસા કરવાની મનાઇ છે. જીવદયા અને અહિંસા પ્રત્યે કેટલું રાજાઓને માન હતું. તે આ દાખલા ઉપરથી સમજાશે. ( વીરવિનોદ ભા. ૧ લા પુષ્ટ ૧૧૭).

(૪) શ્રાવણ વદ ૧૧ થી ભાદરવા સુદ ૪ સુધી (મારવાડી ભાદરવા વદ ૧૧ થી ભાદરવા સુદ ૪ સુધી) જૈન શ્વેતાંમ્બરી મતવાળાના (સંવત્સરી) પર્યુષણ હોય છે તે વખતે રાજ્યે કસાઇ લોકોને જાનવર મારવાની મનાઇ કરી છે. (વીરવિનોદ ભાગ ૧ લા. પૃષ્ટ ૧૨૭) આથી સમજાય છે કે રાજાઓને જૈનધર્મ પ્રત્યે કેટલું માન હતું.

(૫) જૈન શાખામાં બે ભાગ છે. એક શ્વેતાંમ્બરી અને બીજો દીગંમ્બરી એમ બે શાખાઓ છે. શ્વેતાંમ્બર ના મુખ્ય શાસ્ત્ર ૪૫ સૂત્ર છે. જેમ વેદાંન્તથી ગાયત્રી મંત્ર ને માને છે તેવી રીતે જૈન લોક નવકાર મંત્ર ને માને છે. અને સમયાનુસાર એનો જપ કરે છે. એમાં પણ બે ભેદ છે. એક મૂર્તિ-પૂજક. અને બીજો અમૂર્તિપૂજક. મૂર્તિપૂજકોમાં જતીં, સવેગી અને મહાત્મા વિગેરે છે. અને અમૂર્તિપૂજકોમાં ઢુંઢિઆ સાધુ છે. પણ ૨૪ તિર્થંકર અને ૪૫ સૂત્રોંને સર્વ માને છે. કેવળ એના અર્થ સૌ સૌના સિદ્ધાન્તાનુસાર કરવામાં પરસ્પર વિરોધ છે. એ જૈનના કે આચાર્યોને માનવાવાલા પ્રાયેઃ મહાજન લોક છે. શ્વેતાંમ્બરને માનવાવાલા રજપૂતાનામાં મુખ્ય ઓસવાલ મહાજન છે. ભારતવર્ષમાં બીજા ભાગોમાં જુદી જુદી કોમોના મહાજન બહુજ છે. ( વીર વિનોદમાં સુત્રો ૪૨-૩૨ ની સંખ્યા આપી છે પૃષ્ટ ૧૪૪ ). ( વીરવિનોદમાં શ્વેતામ્બરી = માટે ૩૨ સુત્રોનો લેખ છે સ્થાનકવાસી પણ ૩૨ સુત્રો માને છે. વી. વી. પા. ૧૪૪ )

વિક્રમ સંવત સોળસેંના શતકની શરૂઆતમાં જતી લોકોમાંથી વૈરાગ્ય ભાવ ન્યૂન થયો. તેથી ગુજરાતમાં 'લુંકા' મહેતાએ પોતાના સૂત્ર ગ્રંથોની અનુસાર એક નવો ફિરકો ચલાવ્યો. જેનુ નામ 'લૂંકાગચ્છ' પ્રસિદ્ધ થયો. અને એમાંથી ઢુંઢિઆના સાધુ નીકળ્યા. જેને ૨૨ જણ ભેગા થઇ દીક્ષા લીધી તેને બાવીશ ટોલા કહે છે. એ ટોલાદીઠ દરેક ટોલામાં એક એક આચાર્ય હોય છે. જ્યારે આ બાવીસ ટોળાના સાધુની ચાલચલન શિથીલ થવા લાગી ત્યારે રઘુનાથ ઢુંઢિયાના ટોલામાંથી એના શિષ્ય ભીખમએ વિક્રમ ૧૮૧૫ માં એક નવી શાખા કાઢી અને તેના તેર શિષ્ય થવાથી ' તેરાપંથી ' કહેવાયાં. ભીખમઆચાર્ય વિક્રમ ૧૭૮૫ માં પેદા થયા અને એણે વિક્રમ ૧૮૦૮ માં સાધુનો વેશ લીધો. અને વિક્રમ ૧૮૧૫ માં ' તેરાપંથી 'નો ફિરકો ચલાયો. અને વિક્રમ ૧૮૬૦ માં તેમના કાળકર્યા પછી એના શિષ્ય ભારમલ ગાદીપર બેઠા, અને વિક્રમ ૧૮૭૮ માં તે ગુજરી ગયા. એના પછી રાયચંદ ગાદી પર બેઠા, તે વિક્રમ ૧૯૦૮ માં પરલોકવાસી થયા એના પછી જીતમલ આચાર્ય થયા. તે વિક્રમ ૧૯૩૯ માં ગુજરી

ગયા પછી મેઘરાજ થયા. (વિરવીનોદ ભાગ ૧ લો. પૃષ્ટ ૧૪૪).

(૬) બીજો ફિરકો જૈનોમાં દીગમ્બરી છે. તેમના આચાર્ય ભટ્ટારક કહેવાય છે. તે અવસ્ત્ર તથા નગ્ન રહે છે અને બે હાથોની હથેળીમાં ભોજન કરે છે. જો કદાચ ખાવાના સમયે બિલ્લિ આદિના નામ સાંભળવામાં આવે તો તે દિવસે તેમને ઉપવાસ કરવો પડે છે. એવા ભટ્ટારક કર્ણાટક દેશમાં રહે છે. [1]તેઓ કોઇ કોઇ વખત પર્યટન કરતાં કરતાં આ બાજુ આવે છે. તેઓને શ્રાવકો મુનિરાજ કહે છે. શ્વેતાંમ્બરી અને દિગમ્બરી એ બે શાખાઓમાં કંઈ ને કંઈ અંતર છે. શ્વેતાંમ્બર લોક ૧૨ અંગ અને બાકી ઉપાંગ મેળવીને ૩૨ સૂત્ર બતાવે છે, તેવી રીતે દિગમ્બરી પણ ૧૨ અંગ કહે છે. અને તેના નામોમાં પણ બહુ અંતર બતલાવતા નથી. પણ કહે છે કે મહાવીરસ્વામીથી કંઈ સો વર્ષ પછી બાર વર્ષનો દુષ્કાળ પડયો તેમાં અમારા પ્રાચીન ગ્રંથોનો નાશ થઇ જવાથી એનોજ આશરો લઇને જે બીજા ગ્રંથો બન્યા એના અનુસાર પોતપોતાના ધર્મનું આરાધન કરે છે.

શ્વેતાંમ્બરી પણ ૧૨ વર્ષ દુષ્કાળ પડયાનું માને છે. કિન્તુ પ્રાચીન ગ્રંથો નાશ થવાથી ૪૫ સૂત્રોમાંથી ૩૨ સૂત્રો સાબીત રહ્યા અને ૧૩ ખંડિત થયા. એને એ પછીથી બનાવી પ્રગટ કરેલ છે. શ્વેતામ્બરી તથા દિગમ્બરી લોકોમાં જે ભેદ છે તે ૮૪ બોલ અને ૮૪ વાતોમાં છે. તેમાંના થોડા બોલ નીચે લખ્યા છે.

(૧) શ્વેતામ્બરી કેવળ જ્ઞાનીને આહારનીહાર કરતા માને છે અને દિગંબરી માનતા નથી.

(૨) શ્વેતાંમ્બરી કેવળ જ્ઞાનીને ઉપસર્ગ અથવા શુભાશુભ સૂચક મહાભૂત વિકાર માને છે. અને દિગંમ્બરી તેનો સ્વીકાર કરતા નથી.

(૩) શ્વેતાંમ્બરી કેવળ જ્ઞાનીની પાઠશાળામાં જઇને ભણવાનું પ્રસિદ્ધ કરે છે. પણ દિગંમ્બરી નથી માનતા.

(૪) શ્વેતામ્બરી તીર્થંકરને ગુરૂ વડે દિક્ષા પ્રાપ્ત થઇ માને છે અને દિગંમ્બરી માનતા નથી.

(૫) શ્વેતાંમ્બરી કહે છે કે તીર્થંકરની દિક્ષાના સમયે ઇંદ્રે આવીને કપડા ઓઢાડયા છે. પરંતુ દિગંમ્બરી આ વાતનો સ્વીકાર નથી કરતાં.

---

૧. બીજા ભટ્ટારક કેવળ નામ માત્ર જ છે. તે વસ્ત્ર, પરિકર, અને વાહન આદિ સર્વ કંઈ રાખે છે એવા લોક વાસ્તવમાં ઢોંગી છે.

(૬) શ્વેતાંમ્બરી, ગણુધરના વિના મહાવીરની કંઇ વાણી વ્યર્થ ગઈ કહે છે પરંતુ દિગંબરી નથી ગઈ બતાવે છે.

(૭) શ્વેતાંમ્બરી કહે છે કે મહાવીરને બ્રાહ્મણીના ગર્ભમાંથી બદલી ત્રીશલારાણીના ગર્ભમાં લાવ્યા. પરંતુ દિગંમ્બરી કહે છે કે તે પ્રારંભથીજ રાણીના ગર્ભમાં હતા.

(૮) શ્વેતાંમ્બરી આદિનાથને જુગલીઆ કહે છે. અને દિગંમ્બરી નથી કહેતા.

(૯) શ્વેતાંમ્બરી આદિનાથના માટે વિધવાના ઘરમાં રાખ્યાનું કહે છે. પરંતુ દિગંમ્બરી એને જુઠુ કહે છે.

(૧૦) શ્વેતાંમ્બરી બે તીર્થંકરને અવિવાહિત માને છે અને દિગંમ્બરી પાંચને માને છે.

(૧૧) શ્વેતાંમ્બરી કેવળ જ્ઞાનીને સામાન્ય જ્ઞાનીના પ્રણામ કરવાનું માને છે. દિગંમ્બરી માનતા નથી.

(૧૨) શ્વેતાંમ્બરી કેવળ જ્ઞાનીને છીંક થાય છે માને છે. પણ દિગંમ્બરી માનતા નથી.

(૧૩) શ્વેતાંમ્બરી ગૌતમને ત્રિડંડી તાપસીની પાસે ગયા કહે છે. પણ દિગંમ્બરી કહેતા નથી.

(૧૪) શ્વેતાંમ્બરી સ્ત્રીને મોક્ષ હોવાનું માને છે. દિગંમ્બરી માનતા નથી.

(૧૫) શ્વેતાંમ્બરી ૧૯ મા તિર્થંકરને મલ્લિકુંવરી કહીને સ્ત્રી સ્વરૂપ માને છે. અને દિગંમ્બરી મલ્લિનાથ કહી પુરૂષ માને છે.

(૧૬) શ્વેતાંમ્બરી જુગલીઆને દેવ હરી ગયા કહે છે, પરંતુ દિગંમ્બરીનો એના ઉપર વિશ્વાસ નથી.

ઇત્યાદી રીતે ૮૪ બોલોના અંતર છે અમે આ વિષયમાં વિસ્તાર બહુ થવાથી લખી નથી. (વીરવિનોદ ભા. ૧ લા પૃષ્ટ ૧૪૫ થી ૧૪૬ સુધી.)

(૭) મેવાડમાં જૈનોનું મોટું તીર્થસ્થાન ઉદયપુરથી ૧૬ ગાઉ દક્ષિણ ખૈખાડાની સડક પર ધૂલવ ગામમાં ઋષભદેવનું મંદિર છે. તેને વેદામ્નાયી અને જૈન બેઉ માને છે. આ મૂર્તિને વેદામ્નાયી લોક વિષ્ણુના દશા અવતાર સમજીને પોતાના ધર્મને અનુસરીને અને જૈન લોક તીર્થંકર સમજીને પોતાના ધર્મને અનુસરીને પુજે છે. અહીંયાં કલકત્તા, મુંબઈ, મદ્રાસ,

કર્ણાટક, પંજાબ, અને ઉત્તરખંડના હજારો યાત્રીકો આવે છે. અને મોટી ભાવનાથી કેસર ચઢાવે છે. કેસર ચઢાવવાની રીત આ પ્રમાણે છે. એક યાત્રીક કેસર ચઢાવી રહે એટલો સમય બીજો યાત્રીક એક રૂપીઆભાર કેસર લઈને પછી પોતાનું રૂપીઆભાર કેસર ચઢાવે છે.

કેસરને પથ્થર પર પથ્થરથી ઘસીને યાત્રીકો પોતાના હાથથી ચઢાવે છે. એ કેસર ને પુજારી યાત્રિકોને વેચે છે. અને કેસર આ અધિકાર સાથે ચઢાવે છે જેથી એનું બીજું નામ 'કેસરિયાનાથ ) પ્રસિદ્ધ થયું છે. અને મૂર્તિનો રંગ કાળો હોવાથી 'કાળાજી' પણ બોલે છે. આ મંદિરની ચારે તરફ ભીલોની વસ્તી છે. અને ભીલ કેસરિયાનાથ ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખે છે. આ લોક સોગંદ અથવા શપથ કરવાની વખતે કેસરિયાનાથની કેસર ચખાકર એ વાતનો ઈન્કાર કરે છે. ફરી કોઇ વખત બદલાતા નથી.

આ મંદિરને બનવાનો મુખ્ય વખત કહાનિયોંના તૌરપર છે. પણ મંદિરની પ્રશસ્તિમાં આ મંદિરના જીર્ણોદ્ધાર વિક્રમ સંવત ૧૫ મી સદીની શરૂઆતમાં હશે એમ માલમ પડે છે. પહેલાં હજારો રૂપીઆ અને જેવર ભેટ થતું હતું એને પુજારી લોક પોતાના બનાવી લેતા હતા. પણ વૈકુંઠવાસી મહારાણા સજ્જનસીંહ સાહેબના સમયથી અહીંનો પ્રબંધ એક કમીટીના અધિકારમાં કરી ગયા છે. જેના મેમ્બર 'જૈન મતાવલંબી' લોકો છે. અને આ કમીટીના પ્રમુખ (સભાપતિ) રાજતરફથી દેવસ્થાનોંના હાકિમ કોઠારી બલવતસિંહ છે. ( વીર–વિનોદ ભા. ૧ લો પૃષ્ટ ૧૪૬ થી ૧૪૭ સુધી. )

(૮) ચોગાનની પશ્ચિમમાં તોપખાના અને એની પાછળ મહારાણા બીજા અરિસીંહના સમયનું બનાવેલું જૈનમંદિર છે. જેમાં મોટી મોટી કદની જૈન મૂર્તિઓ છે. ( વીર–વિનોદ ભા. ૧ લા પૃષ્ટ ૧૫૪. )

(૯) શ્યામલબાગની પશ્ચિમ ભીમ અને સ્વરૂપ પલ્ટનની લાઇન અને એની આગળ મહાજનની પંચાયત થોબની વાડી છે, જેમાં એક જૈનનુ મંદિર અને મકાન બનાવેલા છે. ( વીર–ાવનોદ ભા. ૧ લા પૃષ્ટ ૧૫૫. )

(૧૦) હાથીપોળની પાસે મોતી ચૌટાની પશ્ચિમ લાઈનની તરફ કરજાલીના મહારાજા સુરતસિંહ અને શિવરતીના મહારાજા ગજસિંહની હવેલીઓ છે. અને એજ લાઇનમાં બનેડાના રાજા ગોવિન્દસિંહની હવેલી છે, તેની આગળ ઘંન્ટાઘરનો મીનારો અને કોતવાલીનું મકાન છે. એની આગળ

પશ્ચિમ બાજુ શિતલનાથનું જૈન મંદિર છે. અને એની આગળ મહારાણા સ્વરૂપસિંહની મહારાણી અભયકુંવરનું બંધાવેલું અભય સ્વરૂપવિહારીનું મન્દિર અને એક વાવડી છે. તે તરફ સર્વને જવાઆવવાની છુટ છે સંવત ૧૭૦૪ ( વીર–વિનોદ ભા. ૧ લા પૃષ્ટ ૧૫૫. )

(૧૧) બાગની અંદર મહારાણા જવાનસિંહના બનાવેલા મહેલ અને એની અગ્નિખુણા તરફ એક ઉંચા સ્થાનપર વિકટોરીઆ હોલ વર્તમાન મહારાણા સાહેબે બનાવ્યો છે. તેની સામે જ્યુબિલીની યાદ માટે શ્રીમતી મહારાણી વિકટોરીઆની પાષાણની મૂર્તી છે. મહેલની અંદર અદ્ભુત વસ્તુઓનું સંગ્રહસ્થાન ( મ્યુઝીઅમ ) પ્રાચીનવસ્તુઓનું અને પુસ્તકાલય બનાવેલ છે, જ્યાં આમ લોકોને જવાઆવવાની છુટ છે ( વિર–વિનોદ ભા. ૧ લા પૃષ્ઠ ૧૫૭. )

(૧૨) શહેરથી પૂર્વ એક માઇલ અંતરપર નદીના કીનારે ચંપાબાગ નામનો એક ઉમદાબાગ મહારાણા કર્ણસિંહનો બનાવેલો છે. ચંપાબાગની અગ્નિ ખુણા તરફ સડકની દક્ષિણ કિનારા તરફ મહારાણા જગતસિંહની રાજ-કુમારી રૂપકુંવરીનું બનાવેલુ પુષ્ટીમાર્ગીનું મંદિર છે. અને ધર્મશાળા છે શહેરની પૂર્વ આડ ગામની પુરાની સડક ઉપર મહારાણા બીજા જગતસિંહની મહારાણી ભટીઆણીજીનું બનાવેલું પુષ્ટિમાર્ગીનું મન્દિર–વાવડી અને ધર્મશાળા છે. શહેરથી બે માઈલ પૂર્વની તરફ આહડ નામી ગામ છે જો ગુહિલોત્ વંશની રાજાઓની ચિત્તોડના પહેલાની જુની રાજધાની હતી. ત્યાં મોટી મોટી ઈંટ અને પ્રાચીન ઈમારતોના પાષાણ અત્યારે પણ મલે છે. અહીં એક નાનુ ગામ રહી ગએલ છે. જેમાં વિક્રમ સંવતની આખરી ૧૫ મી સદીમાં બનાવેલું જૈન મંદિરમાં ૧૦ મા શતકના પાષાણ લેખ પણ લગાવેલા છે. તે નરવાહન અને શક્તિકુમારના સમયનો માલમ પડે છે. ( વીર- વિનોદ ભા. ૧ લા પૃષ્ટ ૧૫૮. )

(૧૩) વાઘેલા તળાવની પશ્ચિમ તરફ નાગદાનું જુનું ખંડેર હજુ સુધી મોજુદ છે. ખુમાણ રાવલની સમાધિપર બનાવેલા બે સભામંડપના મંદિર હજી સુધી ઉભા છે. અને ગામની નૈઋત્ય ખુણામાં બે જૈન મંદિર વિક્રમ ૧૫ મી સદીમાં બનેલા છે, જેમાં મોટી મોટી મૂર્તિઓ છે. તળાવની નૈઋત્ય કિનારા પર બે બહુ ઉમદા જુના મંદિર છે જેને લોકો સાસુ–વહુનું મંદિર કહે છે. આ મંદિરમાં નકસી જોવા જેવી છે. એની ઇમા-રતો જોવાથી માલુમ પડે છે કે આ વિક્રમ સંવતની ૧૧ મી સદીમાં બનાવેલ હશે. ( વીરવિનોદ ભા. ૧લા પૃષ ૧૬૦ )

(૧૪) ભીલોની અનેક પાલે નાહર, ભાંડેર, ઉપરેટ, છપ્પન, મેવલ, અને ડાંગલ નામના જીલ્લામાં આબાદ છે. આ જીલ્લામાં જયસમુદ્ર નામનું એક મોટું અને અનુપમ તલાવ છે જેને ઢેબર પણ કહે છે. મહારાણા બીજા જયસિંહે બનાવેલું છે. આ જીલ્લામાં ધૂલેવ ગામની અંદર ઋષભદેવનું એક મોટું પ્રસિદ્ધ મંદિર છે. તે જૈન અને વૈષ્ણવનું મોટું તીર્થ છે. ( વીરવિનોદ ભાગ ૧લો પૃષ્ઠ ૧૬૦ )

(૧૫) કુંભસાગર તલાવથી આગળ નૌકોઢા મકાનની દિવાલનું નિશાન છે. એ દિવાલની પશ્ચિમ તરફ અને દાલાનની વચમાં 'શ્રૃંગાર ચવરી' નામનું એક જૈન મંદિર છે. એની દક્ષિણ તરફ મહારાણા સાહેબનો જુનો મહેલ, ત્રિપોલીઆ અને વડીપોલ નામના દરવાજા છે. વડીપોલ દરવાજાની પૂર્વે સાતવીસ દેવરીના નામનું એક જુનું જૈન મન્દિર છે. ( વીરવિનોદ ભા. ૧લો પૃષ્ઠ ૧૬૨ )

(૧૬) પહેલા ચિતોડના રાજાઓના દગ્ધસ્થાન હતા. ત્યાં સમિધ્ધેશ્વર મહાદેવનું એક મન્દિર છે જેને વિક્રમ ૧૪૮૫ માં મહારાણા મોકલે બનાવેલું હતું. અને ત્યાં જુનું જૈન મંદિર છે તેની પાસે ગુસાંઇનો મઠ છે. (વીર-વિનોદ ભા. ૧ લો પૃષ્ઠ ૧૬૨)

(૧૭) કિલ્લાની પૂર્વ દિવાલમાં સૂરજપોળ નામનો દરવાજો છે. એ રસ્તા તરફ ત્રણ દરવાજાનાં નિશાન છે, તેમાં બે સાબીત છે. દરવાજાની અંદર નિલ-કંઠ મહાદેવનું જુનું મંદિર અને એની ઉત્તરે એક પુરાણો કીર્તિસ્તંભ છે તે વિક્રમ ૧૦ મી સદીમાં જૈનોએ બનાવેલો છે. ( વીરવિનોદ ભા. ૧ લો પૃષ્ઠ ૧૬૨ )

(૧૮) મેવાડમાં રાસમી જીલ્લામાં માતૃકુંડિયાં નામનું તીર્થસ્થાન બનાસ નદી ઉપર છે. અને ત્યાં એક મહાદેવનું મંદિર છે. જ્યાં વૈશાખી પૂર્ણિમાનો મેળો ભરાય છે. એની સિવાય કરેડા ગામમાં એક બહુ જ મોટું અને જુનામાં જુનું જૈનમંદિર છે. (વીર વિનોદ ભા. ૧લો પૃષ્ઠ ૧૬૩)

(૧૯) કૈલવાડા ગામમાં હાકિમ જીલ્લામાં સદ્ર મુકામ છે. જ્યાં જૈનનું જુનું મંદિર અને બાણમાતાનું એક પ્રાસદ્ધ મંદિર છે. (વીરવિનોદ ભા. ૧લો પૃષ્ઠ ૧૬૬)

(૨૦) ઐતિહાસિક ગ્રંથોમાં કરામતી વાતો લોકોએ બહુ ભરી લીધેલ છે અને એના સિવાય પુરાણા ગ્રંથો જોઇએ તો સાલ સંવત પણ મળતી નથી. અલબત્ત જૈનોના ગ્રંથોથી થોડું થોડું સાલ સંવત અને ઇતિહાસનું પ્રયોજન સિદ્ધ થાય છે. (વીરવિનોદ ભા. ૧લો પૃષ્ઠ ૧૮૩)

